# શિક્ષણસાધના

વ્યાખ્યાતા

આચાર્ય ક્ષિતિમોહન સેન



સંપાદક · જયંતીલાલ આચાર્ય

ભારતી સાહિત્ય સંઘ લિ. મુંબઈ અને અમદાવાદ

# સર્વોદય મંદિર પ્રકાશનના પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | દીઠું મેં ગામડું જ્યાં | રતિલાલ અઢાણી | ૨-૮-૦ |
| ૨ | ગાંધી બાપુ ભાગ-૧ | રા. ના. પાઠક | ૪-૮-૦ |
| ૩ | ગાંધી બાપુ ભાગ-૨ | ,, | ૪-૮-૦ |
| ૪ | શિક્ષણ સાધના | ક્ષિતિમોહન સેન | ૧-૧૨-૦ |

સર્વોદય મંદિર પ્રકાશન : પુ-૪
સ્વ. નાગરદાસ છગનલાલ શાહ સ્મારકમાળા : પુ-૧

# શિક્ષણ સાધના

વ્યાખ્યાતા
આચાર્ય ક્ષિતિમોહન સેન
સંપાદક
જયંતીલાલ આચાર્ય



પ્રાપ્તિસ્થાન
ભારતી સાહિત્ય સંઘ લિ.
ભીમસાજ બિલ્ડિંગ : ૪૦૫, કાલબાદેવી : મુંબઈ ૨
ફર્નાન્ડીઝ પુલ નીચે : ગાંધીરસ્તો : અમદાવાદ

**સર્વોદય મંદિર પ્રકાશન**

તરવડા................ અમરેલી

પહેલી આવૃત્તિ : ૧૯૪૭



---

કિંમત ૧-૧૨-૦

પ્રકાશક: નવનીતલાલ પ. મદ્રાસી. આદર્શ પુસ્તક ભંડાર ભદ્ર: અમદાવાદ
મુદ્રક: મથુરભાઈ ચાનાભાઈ પટેલ: શ્રી મહેન્દ્ર મુદ્રણાલય: શાક માર્કીટ, અમદાવાદ

# અ....ર્પ....ણ

જે પ્રવીણ તાપસ શિક્ષણની યજ્ઞવેદીમાં પોતાના ચિરજીવનને ઉત્સર્ગ કરતા આવ્યા છે,

જ્ઞાન અને શિક્ષણ જ જેમના જીવનનું સર્વસ્વ છે, અને વિદ્યાર્થી છે જેમનો પ્રાણ :

જેમની પ્રેરણાથી જ અયોગ્ય હોવા છતાં પણ આ બેચાર વાતો બોલી શકયો છું,—

તે શિક્ષણના ગુરુ પ્રવીણ તપસ્વી

શ્રી કરુણાશંકર કુબેરજી ભટ્ટના

ચરણોમાં મારી ભક્તિનો આ સામાન્ય ઉપહાર

# નિવેદન

શિહોર નિવાસી સ્વ૦ શ્રી નાગરદાસ છગનલાલ શાહના પુણ્ય સ્મરણાર્થે એક સ્મારકમાળા શરૂ કરી એ દ્વારા પૂ૦ ગાંધીજીએ સૂચવેલ રચનાત્મક માર્ગે પ્રજાજીવનના ઘડતરને વેગ મળે એ જાતનું સાહિત્ય પ્રગટ કરવા માટે એમના પુત્રી સૌ. પુષ્પાવતી જયસુખલાલ શાહે સર્વોદય મંદિર પ્રકાશનને રૂ. ૧૦૦૦] અંકે રૂપિયા હજારની રકમ અર્પણ કરી છે.

એ મુજબ 'સર્વોદય મંદિર પ્રકાશન' તરફથી 'સ્વ૦ શ્રી નાગરદાસ છગનલાલ શાહ સ્મારકમાળા'ના પ્રથમ પુસ્તક તરીકે આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેનનું 'શિક્ષણ સાધના' પ્રગટ કરવામાં આવે છે. એ પુસ્તકની ઉપયોગિતા વાચક સહેજે સમજશે.

કસ્તૂરબાવાડી, તરવડા
૧-લી ઑગષ્ટ '૪૭

રતિલાલ અદાણી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૪ | નિમત્રણ | નિમંત્રણ |
| ૨૨ | છેલ્લી | ભર્યોભ | ભર્યોભર્યો |
| ૨૬ | — | તંત્રનું સાધનાતત્વ | તંત્રની સાધના |
| ૩૮ | — | થી | જી |
| ૪૫ | ૧૮ | યત્ર | યંત્ર |
| ૪૭ | ૧ | શકે. | શકે, |
| ૫૭ | છેલ્લી | કેશ | શકે |
| ૫૮ | ૨૧ | જડડાઈ | જકડાઈ |
| ૬૫ | ૧૦ | વાતાવણ | વાતાવરણ |
| ૭૪ | ૧૬ | હૃદપિંડ | હૃત્પિડ |
| ૭૮ | — | ...તષ્ટિઃ | ...તદષ્ટિઃ |
| ૮૪ | ૧૨ | ...વ્યવસ્થાયકોને | વ્યવસ્થાપકોને |
| ૯૦ | ૨૨ | સ્તીની | સ્ત્રીની |
| ૯૨ | ૫ | ગાહસ્થ્ય | ગાર્હસ્થ્ય |
| ૧૦૭ | ૩ | મનુષ્ય | માનવ |
| ૧૦૯ | ૧૮ | પ્રતિષ્ઠિ | પતિષ્ઠિત |

**નોંધઃ** અહીં માત્ર મહત્વની શુદ્ધિ આપી છે. કેટલાક પ્રચલિત શબ્દોની જોડણી એકધારી સચવાઈ નથી તે માટે પણ વાંચકો ક્ષમા આપશે. બીજી આવૃત્તિમાં બધી ભૂલોનું શુદ્ધિકરણ કરી લેવામાં આવશે.

# નિવેદન

વર્ષો પછી જ્યારે આજે આ પુસ્તક પ્રકાશમાં આવે છે ત્યારે તેની પાછળનું કેટલુંક જે ઇતિવૃત્ત છે તે અહીં રજૂ કરું છું. આ વ્યાખ્યાનો ‘પ્રસ્થાન’ માસિકમાં ‘બાબુ ક્ષિતિમોહન સેનની શિક્ષણ વ્યાખ્યાનમાળા’ને નામે આજથી સોળેક વર્ષો પહેલાં પ્રગટ થયેલાં. એ વ્યાખ્યાનો વડોદરા રાજ્યમાં આવેલા કોસિન્દ્રા–કાશીપુરા ગામોમાં મૂળ અપાયેલાં. ખરી રીતે આ વ્યાખ્યાનો ગામડાંનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોની સમક્ષ જીવંતભાવે વાર્તાલાપના રૂપમાં અપાયેલાં. સ્વ. કરુણાશંકર તેમ જ તેમના સહકાર્યકરોએ વાર્તાલાપને યથાશક્તિ અક્ષરશઃ લિપિબદ્ધ કરી લેતા. ત્યાર પછી બધી હસ્તલિખિત પ્રતોની તારવણી કરીને જે સ્વરૂપ ઘડાયું તે આ શિક્ષણ વ્યાખ્યાનમાળા થઈ.

ત્યાર પછી કેટલાંક વર્ષો વીતી ગયાં. જ્યારે શાંતિનિકેતનના વિદ્યાભવન વિભાગમાં આચાર્ય ક્ષિતિમોહન સેનની પાસે હું વિદ્યાભ્યાસ કરતો હતો, ત્યારે એક વાર પ્રસ્થાનના સંચાલક શ્રી રણછોડજી મિસ્ત્રીએ તે વ્યાખ્યાનમાળાને એક સાથે બંધાવીને તેનું સંશોધન કરી જવા મોકલાવી. બાબુજીની પાસે બેસીને હું વ્યાખ્યાનો વાંચતો ગયો, અને તેઓ જે સુધારાવધારા કરાવતા ગયા તે બધા લખતો ગયો. ભૂમિકા તેમજ અર્પણ પણ તે જ વખતે લખાયાં હતાં.

ત્યાર બાદ સ્વ. કરુણાંશંકર તે સુધારેલી પ્રતને વાંચવા લઈ ગયા. કોઈ વાર પોતે તે પ્રતને લઇને બહાર નીકળી

ગયા હશે, જે બાબતનું પાછળથી તેમને સ્મરણ રહ્યું નહિ. પાછળથી તેમણે ઘણે ઠેકાણે તપાસ કરાવરાવી પણ ક્યાં ય પત્તો ખાધો નહિ. કાળ કાળનું કામ કરવા લાગ્યો, અને એક વાર કાળે તેમને બોલાવી લીધા!

એક વાર મારા એક મિત્રને મેં એ પ્રત વિષે વાત કરી. તેમણે કહ્યું કે, એક વાર સ્વર્ગસ્થશ્રી તેમને ત્યાં કાંઈક મૂકી ગયા હતા. તેમણે તપાસ કરીને તે વસ્તુ આણી તો તે હતી એ જ પ્રત! તરત જ ફરીથી એ લખાણ જોઈ ગયો, અને બાબુજીએ કરાવેલા સુધારાવધારા સાથે આખું ય લખાણ ફરીથી લખી નાખ્યું. ત્યાર પછી તે છપાવવાને માટે ઘણે ઠેકાણે પૂછપરછ કરી પણ કાગળની હાડમારીને અંગે કોઈ તૈયાર ન થયું. શ્રી રણછોડજી મિસ્ત્રીને પણ વિવેક ખાતર મેં પૂછી જ જોયું હતું, અને તેમણે તે બીજે છપાવી શકાય તો છપાવવાની પ્રસન્નતાપૂર્વક સંમતિ દર્શાવી હતી.

આમ ઘણો વખત વીતી ગયો. ત્યાં એક વાર અચાનક આદર્શ પુસ્તક ભંડારવાળા ભાઈ નવનીત મદ્રાસી મને મળ્યા, અને તેમણે મને કાંઈક આપવાનું જણાવ્યું. મેં તેમને આ વ્યાખ્યાનમાળાની વાત કરી. તેમણે તે જોવા માગી, અને છેવટે નીરાંતે જોઈ જઈને અંતિમ નિર્ણય કરવાની તેમણે માગણી કરી. મેં તે કબૂલ્યું. અંતે તેમણે તે છપાવવાનું કાર્ય સ્વીકાર્યું. આ નિર્ણય સાંભળીને મારા હર્ષનો પાર ન રહ્યો; કારણ કે, એક તો મારા શિક્ષાગુરુની પ્રસાદીરૂપે પડી રહેલી આ વસ્તુને પ્રકટ થવાનો મોકો મળ્યો, અને બીજી બાજુ જેમને તે અર્પણ થયેલું છે

તે સ્વર્ગસ્થનું પણ આ એક સીધું નહિ તો આડકતરું સ્મારક જ થયું.

આ રીતે તે વ્યાખ્યાનો પુસ્તકરૂપે આજે જનસમાજ આગળ રજૂ કરવામાં આવે છે. ગુજરાતના એક ખૂણે પ્રગટેલો જ્ઞાનપ્રદીપ બૃહદ્ ગુજરાતની ચિન્મય સાધનાને ઉજાળવા ગુજરાતના ચોકમાં પ્રકાશિત થાય છે!

હાલમાં જ્યારે વિશ્વવિદ્યાલયની વાતો ચારેકોર ઊડી રહી છે ત્યારે આચાર્યશ્રીના આ વિચારો પ્રેરક, સહાયક અને ઉદ્બોધક થઈ પડશે. ભારતીય સંસ્કૃતિની જ્યોત કેવા શિક્ષણ-સંસ્કારથી અખંડ રૂપે ચેત્યા કરે એ વિષે આ વ્યાખ્યાનોમાં કહેવાયું છે. આમાંથી સૌ પોતપોતાનો દીવો પોતપોતાની સાધનાથી પ્રગટાવી શકે છે.

શિક્ષણ વ્યાખ્યાનમાળાને બદલે 'શિક્ષણસાધના' નામ મેં રાખ્યું છે, અને એ વ્યાખ્યાનોના મૂળ સૂત્રને લઈને છે તે હરકોઈ સુજ્ઞ વિચારક સમજી લેશે. મૂળમાં છપાયેલાં છેવટનાં ત્રણ વ્યાખ્યાનો આમાં લીધાં નથી; કારણ કે, તે બધાં મુખ્યત્વે તાંત્રિક યોગસાધના અને સાધકને લગતાં છે.

જેમણે આ જ્ઞાનપ્રદીપ પ્રગટાવ્યો, જે યજમાને તે પ્રગટાવવામાં જ્ઞાનસત્ર યોજ્યું, અને જેમણે તેનો લાભ પ્રથમ લીધો તે બધાંયની સાધના ગુજરાતની સર્વાંગી બૃહદ્ સાધનામાં સાર્થક થાઓ, એવી તે જ્યોતિઓના એક જ્યોતસ્વરૂપને પ્રાર્થના!

૨૧-૨-'૪૭
મહાશિવરાત્રિ, ૨૦૦૩

જયંતીલાલ આચાર્ય,
પ્રિન્સિપાલ, ભારતી વિદ્યાલય

# નવાં પુસ્તકો



| | | |
|---|---|---|
| ઘુવડ બોલ્યું | નીરુ દેશાઈ | ૨–૪ |
| પરિહાસ | સ્વ. નવલરામ જ. ત્રિવેદી | ૨–૮ |
| શેષ વિવેચનો | ,, | ૨–૪ |
| વૃજરાણી | સ્વ. પ્રેમચંદજી | ૩–૮ |
| વિવાહ મંદિર | સ્વ. ભટ્ટાચાર્ય નારાયણબાબુ | ૩–૦ |
| નાના હતા ત્યારે | ડૉ. હરિપ્રસાદ વૃ. દેશાઈ | ૨–૮ |
| રસદર્શન | ,, | ૨-૧૨ |
| પ્રેમ અને પૂજા ભા. ૧–૨ | દર્શક | ૫–૦ |
| અજ્ઞાતા | ચુ. વ. શાહ | ૧–૮ |
| વિસર્જન | અનુ. પલાશ | ૨–૮ |
| બહિષ્કાર | ,, | ૩–૦ |
| બંદૂક અને તેનું શાસ્ત્ર | કેપ્ટન મોડક | ૧-૧૨ |
| પ્રવાસી ભાગ ૧–૨ | પ્રો. ના. સી. ફડકે | ૪–૪ |
| એક પુસ્તકની આત્મકથા | મણીલાલ વ્યાસ | ૦–૪ |
| રાજકારણના પાયા | પ્રો. હેરોલ્ડ લાસ્કી<br>અનુ. નીરુ દેશાઈ | ૨-૧૨ |

# ભૂમિકા

તંત્રયુગ સુધી ભારતવર્ષમાં શિક્ષણનો આદર્શ કેવો હતો તે વિષે સામાન્યપણે જણાવવાનો આ વ્યાખ્યાનોનો પ્રયાસ હતો. આ ઉપરાંત યોગી તેમ જ નાથનિરંજન મતના પ્રમાણે પણ આ સંબંધી ઘણી જાણવા જેવી વાતો છે. ઇચ્છા હતી કે હું એ બધું એક બીજી વ્યાખ્યાનમાળામાં કહી શકીશ

પરંતુ, આ સર્વથી રસપ્રદ ઉત્તર ભારતના **કબીર** વગેરે સંતમતનો અને બંગાળના બાઉલ વગેરે સાધકોનો શિક્ષણનો આદર્શ છે. આ આદર્શ કેવો હતો, તેમની સાધનાપ્રણાલી કેવી ઉચ્ચ પ્રકારની હતી, કેવળ નિરક્ષર હીનકુલોત્પન્ન અન્ય શાસ્ત્રાભ્યાસહીન અતિ સામાન્ય મનુષ્યે પણ એવાં સ્વાધીન, ગભીર, ઉદાર મહાન સત્યો કેવાં અતિ-સહજ ભાવે ઉચ્ચાર્યાં છે કે, જેની તુલનામાં પૃથ્વીના બધા ય પંડિતોના લેખો, શાસ્ત્રો, દર્શનો વગેરે કેવળ નિષ્પ્રભ અને તુચ્છ થઈ જાય છે,—આ બધી બાબતોનો અભ્યાસ કર-વાની ઘણી જરૂર છે.

**રવીન્દ્રનાથ** જેવા મહામનીષિ પણ માને છે કે, આ મરમીઓ( mystics )ની વાણીનો પ્રકાશ, તેમનાં કાવ્યોમાં રહેલું ગાંભીર્ય અદેખાઈ ઉત્પન્ન કરે તેવાં છે. મારો ખાસ વિષય આ હતો. વખત પૂરતો હોત તો આ વિષે કહેવાની ઇચ્છા હતી. ભગવાન જો એ સુયોગ આપશે તો ભવિષ્યમાં તે વિષે પ્રયત્ન કરવાની ઇચ્છા છે. સામાન્ય

રીતે જે કાંઈ અહીં કહી શકયો છું તેથી કરીને જો કોઈની સાધનામાં કાંઈ પણ ઉપકાર થશે તો મારી જાતને હું કૃતાર્થ માનીશ.

અહીં બોલાયું છે તેમાં જે કાંઈ સારું હોય તે સઘળાનું માન મારા પરમ શ્રદ્ધેય બંધુ **શ્રી કરુણાશંકર કુબેરજી ભટ્ટને** અને કોસિન્દ્રા–કાશીપુરાવાસી પરમાતિથેય **શ્રી શિવાભાઈ** જેવા બંધુજનોને અને ત્યાંનાં પરમ શ્રદ્ધાવાન બાળકબાળિકાઓને ઘટે છે. એમના પ્રેમેજ મારા જેવા મૂકને વાચાળ કર્યો છે, અસંભવને સંભવ કર્યું છે ! એ પ્રેમને આજ અહીં બેઠો બેઠો પણ સર્વ અંતઃકરણથી નમું છું.

ફાગણ પૂર્ણિમા, ૧૯૯૦ }
શાંતિનિકેતન }

**ક્ષિતિમોહન સેન**

# આચાર્ય શ્રી ક્ષિતિમોહન સેન

## [ એક પરિચય ]

'માનવતત્ત્વ અતિ અદ્‌ભુત કોણ કહે, કોણ જાણે ?
માનવચરિત અતિ વિપરીત કોઈ એ વિરલા જાણે.'
—વિદ્યાપતિ

૧

**આજથી** પંદરેક વર્ષો પહેલાંની વાત છે. **સદ્‌ગત કરુણાશંકર** તે વખતે કોસિન્દ્રા ગામમાં પ્રાચીન ઢબે પોતાનો આશ્રમ ચલાવતા હતા. ત્યાં જવાનું, તેમના અતિથિ બનવાનું મને નિમંત્રણ મળ્યું. કોસિન્દ્રા ગયા તો સમાચાર મળ્યા કે, બંગાળના એક વિદ્વાન ક્ષિતિબાબુ આવ્યા છે, તેથી બધા ત્યાંથી થોડે દૂર આવેલા કાશીપુરા ગામ ગયા છે. રાતવાસો કોસિન્દ્રા મુકામે કરીને સવારમાં વહેલા ઊઠીને કાશીપુરા તરફ કૂચ કરી. રસ્તો હેરણ નદીને કાંઠે કાંઠે થઈને જતો હતો, એટલે ચાલવાની ખૂબ મઝા આવી. આઘે ફેણાઈ માતાની ટેકરી હતી, અને છેટે છેટે તાડનાં ઝુંડ વરતાતાં હતાં. વાતવાતમાં ખબર પડી કે, જ્યાં જ્યાં ઝુંડ ત્યાં ત્યાં છાપરાં હોય.

ઠંડા પહોરનાં ગપ્પાં મારતા મારતા કાશીપુરા જઈ પહોંચ્યા. કાશીપુરા ગામની પાસે જ નદીને કિનારે વૃક્ષોની ઘનઘટા હતી. પણે પેલી ટેકરી, અહીં હેરણ નદી અને આ બાજુ ઝાડનું જૂથ. પ્રકૃતિના આવા રમણીય દૃશ્યમાં અમે પ્રવેશ કર્યો તો સામે જ માનવમંડળ જણાયું. એક બાજુ ઉઘાડા માથાવાળા, ધીરગંભીર મુખમુદ્રાવાળા, શરીરે સ્થૂળ,

નયનતેજે સૂક્ષ્મ પરખ કરનારા પેલા બંગાળી વિદ્વાનને જોયા; અને બીજી બાજુ આબાલવૃદ્ધ તપસ્વીમંડળને જોયું. અમારા એકાએક પ્રવેશથી એક પળભર શાંતિનો કાંઈક ભંગ થયો. વળી પાછું પ્રવચન ચાલ્યું.

એમ તો મુંબઈ વિશ્વવિદ્યાલયનો સ્નાતક થયેલો; મોટી ઈંટચૂનાની પાકી ચણેલી કૉલેજના પાકા પ્રાધ્યાપકોનાં, પરીક્ષાના રાજમાર્ગે સીધેસીધાં લઈ જનારાં, નિયત વ્યાખ્યાનો સાંભળેલાં! પરંતુ આ તો કાંઈક નવીન લાગ્યું! કવિવર રવીન્દ્રનાથે લખેલા 'તાસેર દેશ' (પત્તાંનો પ્રદેશ) નામના નાટકમાં **નિયમ** પ્રમાણે ચાલનાર, વર્તનાર એક દળનો ઉલ્લેખ આવે છે. ત્યાં ધીરે ધીરે બહારથી એક પરદેશી યાત્રી આવીને **ઇચ્છાનું** સામ્રાજ્ય સ્થાપે છે. મારી સ્થિતિ આથી ઊલટી ઇચ્છાના પ્રદેશમાં પ્રવેશ કરતા પેલા નિયમના માનવી જેવી હતી!

પેલા બંગાળી વિદ્વાનનું પ્રવચન આગળ ચાલ્યું. તેમના તે પ્રવચનમાં રવીન્દ્રનાથનાં બંગાળી કાવ્યોનો ઉલ્લેખ આવતો, બાઉલોની વાતો આવતી, વેદોના મંત્રોનું ઉચ્ચારણ થતું, કુમારસંભવના કોઈક શ્લોકનું આવર્તન થતું, ઉપનિષદના સૂત્રો આવતાં, કબીર, દાદૂ વગેરે ભક્તસંતોની વાણીનો ઉલ્લેખ થતો, અને કોઈ કોઈ વાર પેટ પકડીને, કોઈ કોઈ વાર મૂછમાં હસાવે એવો એકાદ ટૂચકો આવે. એ પ્રકારે એમની વાણીની ધારા મૃદુગંભીર ભાવે વહેતી હતી. મારા જેવા નવા માણસ માટે તેમની વાતો પણ નવી નવી લાગી. ઘણું સમજાતું નહિ, પરંતુ કોઈ કોઈવાર પ્રાણ ભર્યોભ

થઈ જતો, કોઈ ઋષિનાં જાણે કે બાળકો હોઈએ એવો ભાવ ઉત્પન્ન થઈ જતો. તે વખતે ક્યાંથી ખબર કે, તેઓ થોડા જ વખત પછી મારા રવીન્દ્રસાહિત્યના દીક્ષાગુરુ અને સંત સાહિત્યના શિક્ષાગુરુ થનાર છે! આ મારું તેમનું સર્વપ્રથમ દર્શન

ત્યારપછી અમદાવાદમાં વિ. સં. ૧૯૮૬ની કાળી-ચૌદશને દિવસે પ્રાર્થના સમાજ મંદિરમાં 'મજલિસે ફિલ્સુફાન'ને આશ્રયે 'ગત વર્ષ અને નવું વર્ષ' પર થયેલું તેમનું વ્યાખ્યાન સાંભળવા ગયેલો. ત્યાં પહેલી જ વાર **વીરાચાર** અને **પશ્ચાચાર** શબ્દો મારે કાને પડ્યા [કદાચ ગુજરાતમાં પણ તે પહેલી જ વાર ઉચ્ચારાયેલા હશે]. 'પ્રસ્થાન' માસિકના તે વખતના તંત્રીએ ક્ષિતિબાબુ વિષે નીચે પ્રમાણે નોંધ લખી હતી :

"બાબુ ક્ષિતિમોહન સેન હિંદનું જંગમ જ્ઞાન-તીર્થ છે....તેમની પ્રવચનશૈલી વિલક્ષણ રીતે સ્વૈરવિહારી છે, અને વક્તાશ્રોતાના સાક્ષાત્ સંબંધ વિના તે લખાણથી તાદૃશ કરી શકાય તેવી નથી. તેમના હાસ્યના ટૂચકા, દૃષ્ટાંતો પણ લખાણમાં પૂરેપૂરાં ન ઊતરી શકે તેવાં છે." × આ થયો મારો તેમનો બીજો માનસપરિચય.

પાછળથી 'પ્રસ્થાન'માં અપાયેલાં તેમનાં શિક્ષણ વિષેનાં પ્રવચનો અને ચીનજાપાનની યાત્રાના પ્રસંગો વાંચ્યાં. એ અરસામાં પરમશ્રદ્ધેય સ્વ. કરુણાશંકરની સાથે પણ મારો પરિચય વધતો જતો હતો. ક્ષિતિબાબુને વિષે તેમને

× પ્રસ્થાન, ૧૯૮૬, કારતક.

મુખેથી ઘણી વાતો સાંભળી, રવીન્દ્રનાથના શાંતિનિકેતનને વિષે પણ તેમનું ભાવભર્યું વર્ણન સાંભળ્યું. શાંતિનિકેતન જવાનાં આ પ્રમાણે ગૂઢ બીજ મારામાં રોપાયાં

એક પ્રભાતે એ બીજના ફણગા ફૂટેલા જણાયા. એકાએક શાંતિનિકેતન જવાનું નક્કી કર્યું. ત્યાં ગયો. શ્રી ક્ષિતિબાબુને મળ્યો. અને તેમણે તેમના છાત્ર તરીકે કેટલીક કસોટી પછી સ્વીકાર્યો.

તેમનો સમાગમ થવા લાગ્યો અજ્ઞાતપણે કાંઈક મારામાં થવા લાગ્યું. તેમના મૌન સહવાસથી મારો પ્રાણ અનુપ્રાણિત થવા લાગ્યો

૨

આજથી આશરે પાંસઠેક વર્ષો પૂર્વે આચાર્ય ક્ષિતિમોહન સેનનો જન્મ થયો હતો તેમના પિતામહ પૂર્વબંગાળના પ્રસિદ્ધ નૈયાયિક હતા. કાશીમાં પોતાનું શેષ જીવન ગાળવા તેઓ ગયા. પચીશ વર્ષો સુધી પોતે જીવંત રહ્યા. પૂર્વબંગાળના વિક્રમપુર પરગણાના પયસાગ્રામવાસી વિખ્યાત પીતાંબર વિદ્યાભૂષણના તેઓ શિષ્ય હતા. આ ખ્યાતિને લઈને ઘણાના આગ્રહથી તેમણે કાશીમાં અધ્યાપનનું કાર્ય સ્વીકાર્યું. તેમના પુત્ર **શ્રી ભુવનમોહન સેન** કાશીના પ્રસિદ્ધ ચિકિત્સક થઈ ગયા. આચાર્યશ્રીના પિતૃકુળમાં પ્રસિદ્ધ નૈયાયિકો અને ચિકિત્સકો થઈ ગયા. ઘણા લાંબા સમય સુધી તેમને ત્યાં પાઠશાળા ચાલતી, જ્યાં વિદ્યાર્થીઓ ખાતાપીતા અને શાસ્ત્રાધ્યયન કરતા. તેમના માતૃકુળમાં મોટા મોટા સરકારી અમલદારો થઈ ગયા.

આ રીતે પૂર્વબંગાળના વિક્રમપુરની પ્રસિદ્ધ પંડિતપરંપરામાં તેમના વંશનું મહત્ત્વપૂર્ણ સ્થાન છે.

જગતની પ્રાચીનમાં પ્રાચીન અને આજે પણ જીવંત એવી કાશીનગરીમાં આચાર્ય સેનનો જન્મ થયો હતો. તે સમયના સુપ્રસિદ્ધ વિદ્વાન મહામહોપાધ્યાય પં. ગંગાધર શાસ્ત્રી, મહામહોપાધ્યાય પં. કૈલાસશિરોમણિ અને મહામહોપાધ્યાય પં. સુધાકર દ્વિવેદીના ઘણા પ્રિય વિદ્યાર્થીઓમાંના તેઓ પણ એક હતા.

પોતે એક ઠેકાણે કહે છે કે, "બાલ્યકાળમાં કાશીમાં અમે પ્રાચીન યુગના ગુરુઓના વિદ્યાર્થીઓ હતા. મેં જોયું છે કે, છાત્રો ગુરુના પોતાના જ બાળકોની માફક રહેતા. તે વખતે ગુરુ અને શિષ્યનો કેવો ગંભીર પ્રેમનો સંબંધ અનુભવ્યો છે!" તે સમયની શિક્ષણપ્રથાનો તેમ જ ગુરુનાં અપરિસીમ સ્નેહ, અપરિમેય જ્ઞાન અને અટલ કર્તવ્યનિષ્ઠાનો ખ્યાલ આપવા તેમના ગુરુ ગંગાધર શાસ્ત્રીનો તેમણે ટાંકેલો એક પ્રસંગ નીચે આપું છું.

"વિશ્વવિશ્રુત ગંગાધર શાસ્ત્રીનો એકનો એક પુત્ર ઢુંઢરાજ અમારો અંતરંગ મિત્ર હતો. એકાએક તે માંદો પડયો અને ગુજરી ગયો. અમને કોઈને ખબર નહિ. શાસ્ત્રી મહાશયે રોજના ક્રમ પ્રમાણે ભણાવ્યું, પરંતુ, અમને કાંઈક બેચેની લાગી. જેવા અમે ઢુંઢરાજને શોધવા જતા હતા તેવા શાસ્ત્રીજીએ અમને જોયા, અને અમને કહ્યું: 'એ તો એવે ઠેકાણે ગયો છે જ્યાં તમારો કંઠ પણ નહિ પહોંચે.' તરતમાં તો કાંઈ ન સમજાયું. જ્યારે સમજ્યો ત્યારે મેં કહ્યું :

'ત્યારે આપે ભણાવવાનું બંધ કેમ ન કર્યું?' તેમણે કહ્યું: 'બેટા, અનેક ઠેકાણેથી સેંકડો વિદ્યાર્થીઓ અહીં આવ્યા છે. તેમનો સમય નષ્ટ કરવાનો મને શો અધિકાર? શોક તો મારો એકલાનો છે, સાધના બધાંયની છે. ત્યારે એ સઘળાની સાધનામાં વિક્ષેપ નાખવાનો મને શો અધિકાર?' તેમની આ અટલ નિષ્ઠા જોઈને હું તો અવાક્ થઈ ગયો.

"ગુરુશિષ્યમાં તે વખતે જે સ્નેહ, જે શ્રદ્ધા જોયાં છે, તે અત્યારે તો સમજાશે નહિ. એક વાર ગંગાધર શાસ્ત્રીને ઘેર અધ્યયનને માટે અમે રાહ જોઈ રહ્યા હતા. શાસ્ત્રીજી અંદર હતા. તે વખતે એક અપરિચિત વૃદ્ધ પંડિત આવી ચડયા. અમે તેમનો યથારીતિ આદરસત્કાર કર્યો. શાસ્ત્રીજીએ બહાર આવીને તેમને પોતાનાથી મોટી ઉંમરના જોઈને તેમનું અર્ચન કરવાનો વિચાર કર્યો. આ જોઈને વૃદ્ધ પંડિતે કહ્યું: 'ઊભા રહો, જરા આટલું સાંભળો, પછી જે કરવું હોય તે કરજો. હું આપના પિતૃદેવનો સતીર્થ છું. એક રાજાને ધર્મ ભણાવવાની જવાબદારી સ્વીકાર્યાથી મારે કાશી છોડવું પડયું. તે વખતે કેટલાક ગ્રંથો મેં અડધાપડધા વાંચેલા. ઘણે વખતે પાછો કાશી આવ્યો છું. ગુરુપરંપરાગત 'દેશના' દેવા માટે અમારામાં માત્ર આપ જ રહ્યા છો. તેથી અધૂરા મૂકેલા તે ગ્રંથો સમાપ્ત કરવાને આવ્યો છું. માટે ગુરુભાઈના પુત્ર હોવા છતાં ય તમે મારા ભાવિ ગુરુ છો. હવે સમજાયું ને કે અર્ચનની કાંઈ જરૂર નથી?'

"શાસ્ત્રી મહાશયે કહ્યું: 'હું ઘણા વખતથી પિતૃહીન

છું. આજે મારાં પરમ સૌભાગ્ય કે મારા પિતાના ગુરુભાઈ આવ્યા છે. તો આવો સુયોગ શું હું જતો કરું ? આપ દેશના માટે અભ્યાગત છો, એટલે આપનો અસ્વીકાર તો થઈ જ ન શકે. મારી આપને વિનતિ છે કે, ત્રણ દિવસ આપ મારો સત્કાર સ્વીકારો અને ત્યાર પછી આપ જેમ લાગે તેમ કરશો.'

"ત્રણ દિવસ તેમનો સત્કાર થયો. ચોથા દિવસે પેલા અતિથિ દર્ભ વગેરે લાવીને બીજા છાત્રોની સાથે ભણવા બેસી ગયા, અને પાઠને અંતે સાષ્ટાંગ પ્રણામપૂર્વક વિદાય લીધી. શ્રદ્ધાનું એ અનુપમ ચિત્ર મારા ચિત્તમાં ચિરદિન અંકાઈ ગયું છે. શ્રદ્ધા જ છે આપણા દેશની સાધનાનો પ્રાણ. ગુરુશિષ્યની વચ્ચે યોગ કરનારી મર્મવસ્તુ આ શ્રદ્ધા છે."

આ ઉપરાંત કાશીમાં આવેલી ક્વિન્સ કૉલેજમાંથી આચાર્યશ્રીએ એમ. એ. ની અને શાસ્ત્રીની ઉપાધિઓ પોતાની ઓગણીસમા વર્ષની ઉમ્મરે પ્રાપ્ત કરી હતી. તે વખતે તે કૉલેજના આચાર્ય સુપ્રસિદ્ધ પ્રાચ્યવિદ્યાવિશારદ **ડૉ. વેનિસ** હતા. ડૉ. વેનિસના ક્ષિતિબાબુ વિદ્યાર્થી હતા. વિદ્યાભ્યાસ પૂરો કર્યો બાદ ડૉ. વેનિસની સંમતિથી આચાર્ય સેન હિમાલયમાં આવેલા ચંબા રાજ્યમાં શિક્ષણ વિભાગના અધ્યક્ષ નિમાયા.

બાળપણથી જ આચાર્ય સેનને સંતસાહિત્યમાં રસ પડવા લાગ્યો હતો. મ. મ. સુધાકર દ્વિવેદીના સત્સંગથી તેમના આ રસમાં વિશેષ અભિસિંચન થયું. પોતે એક

ઠેકાણે જણાવે છે કે, "ઇ. સ. ૧૮૯૫માં આપણા દેશના નિરક્ષર સ્તરમાં ગુપ્ત રહેલા ઐશ્વર્યની મને ભાળ મળી. આ પછી વિદ્યાનું અને પોથીઓનું સુસજ્જિત મંદિર છોડીને હું ધૂળધોયાનું જીવન વિતાવવા લાગ્યો. મારે માટે છાપેલી વાતો ગૌણ બની ગઈ. જો કે સાંસારિક આશ્રયની દૃષ્ટિથી પોથીપત્રને સાવ છોડી તો ન શકયો, પરંતુ અંતરની બધી રસધારા ત્યારથી કોઈ બીજે માર્ગે વહેવા લાગી. ત્યારપછી જે બધા નિરક્ષર આઉલબાઉલ વગેરેની સાથે મારે હરવાફરવાનું થયું તેમને મેં આ મારા દુઃખની વાત વારંવાર જણાવી છે. મારા બાહ્યાંતર દ્વંદ્વની આ આપવીતી તેમને કહી તો તેમણે હસીને જણાવ્યું: 'અમારો પોતાનો દ્વંદ્વ બરાબર તમારા જેવો ના હોવા છતાં ય અંતરથી અને બહારથી એમાં એક એવું અનૈક્ય, એક નિરાળો ભાવ અમારી જાણમાં છે. આ જ છે અમારો પરકીય ભાવ. સાંસારિક દૃષ્ટિથી જેઓ રાધાના સ્વામી છે તેઓ રાધાના જીવનની બધી વ્યાકુળતા શું પૂરી શકે છે? જેમની વાંસળીએ તેને વ્યાકુળ કરી મૂકી છે, તેમને તો મેળવવા જ જોઈશે. બાબા, દુનિયામાં સર્વત્ર જણાશે કે ખાતાંપીતાં, હાલતાંચાલતાં સંસારના આશ્રય વિના કયાં ય નહિ ચાલે, અને છતાં ય તે અજાણ્યાની વાંસળીએ બધાંયનાં મન બહાવરાં કરી દીધાં છે. તેને મેળવ્યા વિના સંસારનું બધું કામ, બધું જીવન ફિક્કું લાગે છે."

ઈ. સ. ૧૯૨૯માં "ભારતીય મધ્યયુગમાં સાધનાની ધારા" નામના કલકત્તા વિશ્વવિદ્યાલયમાં આપેલા અધર

મુકર્જી વ્યાખ્યાનોની પ્રસ્તાવનામાં પોતે નીચે પ્રમાણે જણાવે છે : "બાળપણમાં કાશીનાં અનેક સંપ્રદાયોના સાધુસંતોની સાથે પરિચય થયાંને આજે પાંત્રીસ વર્ષો વીતી ગયાં. એ પુરાતન સાધકોની સાધના અને વાણી એવાં ઉદાર, ગંભીર અને મનોહર જણાયાં કે એટલી નાની ઉંમરમાં પણ મને તેનો કેફ ચડયો. ત્યારપછી લખવાવાંચવાને સમયે પણ આ વાણીના પરિચયમાં મારો ઘણો વખત પસાર થવા લાગ્યો. સદ્ભાગ્યે તે વખતે કેટલાક એવા માર્ગદર્શક-ની કૃપા મળી કે જેમના જેવા લોક હવે મળવા મુશ્કેલ પડે. મુંબઈમાં સાંતાક્રૂઝમાં રહેતા ભાવનગરના લાખનકા ગામના રહેવાસી વૃદ્ધ સાધુ બાબા મોહનદાસ તો પરલોક સિધાવ્યા. તેમને કંઠે ત્રણ હજારથી પણ વધારે ભજનો હતાં. આડીઅવળી વાણીનો તો પાર જ નહિ."

એક વાર કોઈ ઊંચા પદની સરકારી નોકરીનો સ્વીકાર કરવા માટે આચાર્ય સેન જતા હતા. એવામાં તેમને કવિ-વર રવીન્દ્રનાથ તરફથી વિશ્વભારતીમાં કાર્ય કરવા માટે આમંત્રણ થયું. આ આમંત્રણ પોતે સ્વીકારી લીધું, અને ઈ. સ. ૧૯૦૮માં શાંતિનિકેતનમાં જોડાયા.

ઉપર્યુક્ત પુસ્તકના નિવેદનમાં આગળ જતાં આચાર્ય સેન જણાવે છે: "શાંતિનિકેતનમાં જોડાયા છતાં મેં મારી દરેક રજાનો ઉપયોગ મારા પ્રિય વિષયના અનુસંધાનમાં કર્યો છે. લાંબા વખત સુધી મારી આ ઘેલછાની વાત કોઈને જણાવી નથી. એકવાર કોણ જાણે ક્યાંથી કવિવર શ્રી રવીન્દ્ર-નાથને તેની ગંધ આવી ગઈ. ત્યાર પછી તેઓ મને આ

વિષયમાં લખવા માટે કહેવા લાગ્યા. શરૂશરૂમાં આ વિષય વિષે બધાંયને જણાવતાં મને સંકોચ થતો........કબીરની મુખ્ય વાણીના માત્ર ચાર ખંડ ઇન્ડિયન પ્રેસ તરફથી પ્રગટ થયા. આમ દસ ખંડ થાત તો કબીરનો કાંઈક પરિચય આપી શકાત. મધ્યયુગના આવા લગભગ બસો સાધકોનું સંધાન મળી આવ્યું તેમની વાણી માનવસાધનાને માર્ગે અનેક રીતે સહાયક થઈ પડશે. ક્ષેત્ર તો વિરાટ છે, પરંતુ કામ કરનાર ક્યાં છે? આ દિશામાં કોનો સાચો અનુરાગ છે?"

## ૩

આ રીતે આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે આચાર્ય ક્ષિતિમોહન સેનને આ કાર્યમાં પચાસ વર્ષો થયાં. અહીં ધ્યાનમાં રાખવું જરૂરી છે કે, માત્ર પુસ્તકો પર તેઓ પોતાના કાર્યને માટે નિર્ભર રહ્યા નથી. તેમણે ભારતવર્ષમાં અનેક તીર્થોમાં, ગુપ્ત સ્થાનોમાં, પહાડોમાં, ગુફાઓમાં, રણમાં, ગામડાંઓમાં પગપાળા પર્યટન કર્યું છે. પોતાના અનુસંધાનના વિષય સંતભક્તો જ્યાં રહેતા હોય, જ્યાં જ્યાં મુસાફરી કરી હોય, ઇત્યાદિ હકીકતો મેળવીને ત્યાં ત્યાં પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું છે. આ બધાં વર્ણનો, તેમ જ બીજા ઘણા ય ભારે વિષયોની તેમને મુખેથી થતી સહજ સરળ વ્યાખ્યા જો કોઈ બોસવેલ કે એકરમૅન જેવો નોંધી લે તો એક મોટો જ્ઞાનભંડાર પ્રજાને મળી શકે.

આજે પોતે શાંતિનિકેતનના વિદ્યાભવનના (સંશોધન વિભાગના) આચાર્ય છે અને કવિવર રવીન્દ્રનાથના નિર્વાણ

પછી વિશ્વભારતીની મૂળ ભાવનાના સંરક્ષક છે. વર્ષો સુધી કવિવરની સાથે તેમણે પ્રભાતના પહોરમાં ઘણી વાતો કરી છે. બંગાળના મોટા મોટા સાક્ષરો તેમની કલમમાંથી રવીન્દ્રનાથ વિષે કાંઈક નીકળે તેની રાહ જોઈ રહ્યા છે. કવિવરને બાઉલ વિષે વિશેષ રસ લગાડનાર, કબીર, દાદૂ, રજ્જબ, રામાનંદ વગેરેની વાણીનો રસથાળ રજૂ કરનાર આચાર્ય સેન હતા. કવિશ્રીએ પોતાના 'માનવધર્મ'નાં વ્યાખ્યાનોમાં તેથી જ આચાર્ય સેનને "**ભારતીય મધ્યયુગની કવિસ્મૃતિના ભંડાર**" તેમ જ "**સુહૃદ્વર**" કહીને અપનાવ્યા છે.

આચાર્ય સેનનાં સ્મરણો અનેકવિધ છે. તે બધાં નોંધવા જતાં એક નાનકડું પુસ્તક બની જાય. અહીં તેમની કેટલીક વિશેષતાઓ જણાવીને તેમનો પરિચય પૂરો કરીશું.

સૌથી અદ્ભુત છે તેમની **સ્મરણશક્તિ**. જ્યાં જ્યાં ગયા હોય ત્યાંની બધી માહિતી તેમને હોય છે, અને આખા પરિવારનાં નામો તેમને યાદ હોય છે. વર્ષો પછી મળીએ તો ય એની એ જ તાજગીથી બધાંયનાં નામ દઈને કુશળ પૂછે છે. હું હતો ત્યારે તેમને એક ચીનના (કે જાપાનના ?) ભાઈ મળવા આવેલા. તેમની સાથે વાતો કરતાં કરતાં પોતે ગુરુદેવ રવીન્દ્રનાથ સાથે એક વાર ચીન–જાપાન ગયેલા તેની વાતો નીકળી. વાતવાતમાં તેમણે બધાં સ્ટેશનોનાં નામ દીધાં. પેલો માણસ તો આભો જ બની ગયો ! તેણે કહ્યું : "મને પણ આ બધાં નામો તો યાદ નથી !" એક વાર દ્વારકાના એક જાણીતા ભાઈ શાંતિનિકેતન આવ્યા. તેઓ ક્ષિતિ-

બાબુને મળવા આવ્યા. ક્ષિતિબાબુએ તેમને બધા સમાચાર પૂછી પોતે પીપા ભગતની શોધમાં ક્યાં ક્યાં ગયેલા, અને દ્વારકાનાં ક્યાં ક્યાં સ્થળો જોયેલાં તે બધાં વર્ણવ્યાં ત્યારે પેલા ભાઈ કહેવા લાગ્યા: "બાબુજી, માફ કરશો. હું દ્વારકાનો જ રહીશ છું; છતાં મેં આમાંનું ઘણું જોયું નથી. મને પણ આપની પાસેથી નવું જાણવાનું મળે છે."

યુરોપ જવા માટે તેમને પ્રો. સિલ્વાં લેવી, સી. એફ. એન્ડ્રયૂઝ, તેમ જ ઇટાલિયન કોન્સલ જનરલ તરફથી નિમંત્રણ મળેલાં, પરંતુ તેમણે તે સ્વીકાર્યાં નહિ. ઇટાલિયન કોન્સલની સાથે થયેલી વાતચીત વખતે તો હું પોતે પણ હાજર હતો. આચાર્યશ્રીએ કહેલું, "ભગવાનની ઇચ્છા હશે તો ત્યાંના સંતોનો હમદર્દી બનીને તેમના જેવો થઈને આવીશ."

શાંતિનિકેતનમાં હું હતો ત્યારે રવીન્દ્રસાહિત્યનો પોતે વર્ગ લેતા. તેમાં શાળાનાં બાળકો, કૉલેજના યુવકો, ઊગતા કવિઓ, ત્યાંના પ્રાધ્યાપકો વગેરે આવતા. આ બધાંયને ઉદ્દેશીને તેઓ એવી રીતે વર્ગ ચલાવતા કે દરેકને રસ પડે, નવું જાણવાનું મળે, અને મૂળ કાવ્ય તેમની ભૂમિકાથી જ આપમેળે સ્પષ્ટ થઈ જાય. ગંભીરમાં ગંભીર વાતો એકદમ હળવી કરીને મનમાં ઠસાવી દેતા. એક વાર ગુરુદેવનું કોઈ ઉત્તમ કાવ્ય શીખવવાનું હતું. ક્ષિતિબાબુએ ભૂમિકામાં કહ્યું: "કેટલાંક કાવ્યો સિગારેટની માફક ફૂંકી-ફૂંકીને ફેંકી દેવાનાં હોય છે; કેટલાંક ગાંજાની માફક ઘૂંટવાનાં હોય છે. કાવ્ય પીધા પછી તેનો નશો ચઢે છે."

તે દિવસે પોતે કાવ્યનું વાચન કરી વર્ગ સમાપ્ત કર્યો, અને ક્યાંક ફરવા ચાલ્યા ગયા.

એમનાં વિનોદ, હાસ્ય, નર્મ, કટાક્ષ, શ્લેષ વગેરેનાં દૃષ્ટાંતો તો પારાવાર છે. સદ્‌ગત કરુણાશંકરને તેઓ કહેતા: "તમારું આતિથ્ય એટલે થાળીમાંથી પથારી, અને પથારીમાંથી થાળી." એક વાર સવારે મારે ત્યાં આવીને મારી બાને કહેવા લાગ્યા: "મા, આજે તો રવિવાર ને! એટલે આતવારના ઘાંચજાની માફક બધે મૂંડવા નીકળ્યો છું!" ક્યાંક જમવા જવાનું હોય ત્યારે ખૂબ સાવચેત રહેતા. તેમ છતાં ય પીરસનાર ખૂબ ભાવપૂર્વક આગ્રહ કરે તો ખાય, પરંતુ અતિરેક થઈ જાય તો કહે: "એ નહિ પડ્યું રહે તો હું પડ્યો રહીશ, બીજું શું?" આ કારણથી તેમને બંગાળામાં ઠાકુરદા તરીકે ઘણા પિછાને છે. તેમના તરફના પૂજ્યભાવ, પ્રેમભાવ, અને સહજભાવને લઈને તેમને આ બિરુદ મળ્યું છે.

એક વાર ગુરુદેવની સાથે પોતે આગગાડીમાં મુસાફરી કરી રહ્યા હતા. તેમણે જોયું તો ગુરુદેવને કોઈ કાવ્યની પ્રેરણા થતી હોય તેમ લાગ્યું; તેથી, પોતે ચૂપકીથી શૌચના કમરામાં સરકી ગયા. ગુરુદેવે કાવ્ય પૂરું કર્યું. ક્ષિતિબાબુ બહાર આવ્યા. ગુરુદેવ કહે: "ક્ષિતિબાબુ, તમે ક્યાં હતા? હમણાં જ આ કાવ્યનો પ્રસવ થયો." ક્ષિતિબાબુએ કહ્યું: "પણ ગુરુદેવ, પ્રસવને સમયે કોઈ પુરુષ ઓછો હાજર રહી શકે છે?" બન્ને હસી પડયા.

કોઈને ક્યાંક જવું હોય તો તેને તેમની પાસેથી રેલ-

વેના ટાઈમટેબલથી માંડીને સ્થળેસ્થળની વિગતવાર માહિતી તેમ જ જુદી જુદી દૃષ્ટિથી જોવા જેવી વસ્તુઓ, પોતાના અનુભવની કેટલીક વ્યવહારિક દોરવણી—એવું કંઈ કંઈ જાણવાનું મળે. આપણી રોજબરોજની મુઝવણો, મુશ્કેલીઓ ટળી શકે તેવાં ઘણાં ય માર્ગસૂચન, વ્યાવહારિક ઉપાયો, આપણને તેમની પાસેથી મળી શકે. આથી ઘણાયના તેઓ મિત્ર, માર્ગદર્શક અને ગુરુ સમા એકીસાથે બની શકયા છે.

આપણા દેશનું દારિદ્ય, આપણી ગુરુશિષ્યના સાચા ભાવની થતી જતી ખોટ, આપણાં વહેમ, અજ્ઞાન, સંસ્કારહીનતા, માનવમાનવના સહયોગનો અભાવ, ભાષાના પ્રશ્નની એકાંગી છણાવટ. લૂખી થતી જતી માતૃભાવના, કેળવણીને નામે પ્રસરતું અજ્ઞાન, સંસારમાંથી કંટાળીને નાસી છૂટવા તલસતાં સાચાં સાધુહૃદયો, ભારતીય સંસ્કૃતિનાં સનાતન તત્ત્વો—આવી આવી અનેક વાતો ઉપર તેમના અંતરનું દુઃખ, ઊંડું દર્દ, જોવાનો જમને પ્રસંગ મળ્યો હોય તેમને જ તેમની તેને વિષેની લાગણીઓના સંસ્પર્શનો ખબર હોઈ શકે. એમને એવા પ્રસંગે વાતચીત કરતા સાંભળવા એ એક સૌભાગ્યની પળ ગણાય.

સૌથી અંતર્ગત અને ગૂઢ છે તેમની 'મનના માનવ'ની વિરહવેદના. જ્યારે કોઈ ભકતની કે સંતની વિરહવેદનાની વાત કહેતા હોય, ગુરુદેવના કોઈ અસીમ અને સીમાના દ્વંદ્વથી ઉત્પન્ન થતા દુઃખમય કાવ્ય કે ગાનનો પ્રસંગ નીકળ્યો હોય, કોઈ બાઉલગાન ગાતા હોય, ત્યારે તેમની અંતરની તે ઝલક આપમેળે પ્રગટતી. તેમના મહાનુ-

ભાવને પાત્ર થવું એ પણ એક 'જીવનની કૃતાર્થતા' ગણાય.

આજે તેમનો યથાશક્તિ યથાર્થ પરિચય આપવાનો આ નમ્ર પ્રયાસ કરતાં તેમની ચિન્મય મૂર્તિ મારા માનસ-લોકમાં ખડી થાય છે, આજે જ્યારે આ લખી રહ્યો છું, ત્યારે તેઓ પોતે શાંતિનિકેતનમાં વિદ્યાભવનને એક ખૂણે કાંઈક લખી કે વાંચી રહ્યા હશે. અહીં બેઠો બેઠો તેમને મારા અંતરના પ્રણામ પાઠવું છું. ×

૪–૧૦–'૪૫
ગુરુવાર
અમદાવાદ

જયંતીલાલ આચાર્ય

× 'ભારતી'ના સંવત ૨૦૦૧ ના દીપોત્સવી અંકમાં પ્રગટ થયેલ લેખ

## આચાર્યશ્રી સેનનાં પુસ્તકો :

**બંગાળી :** કબીર, ભાગ. ૧-૪ (અપ્રાપ્ય)

દાદૂ,

ભારતની સંસ્કૃતિ,

બંગાળની સાધના,

ભારતીય મધ્યયુગમાં સાધનાની ધારા,

**હિંદી :** ભારતવર્ષમેં જાતિભેદ,

**અંગ્રેજી :** Medieval Mysticism of India,

**ગુજરાતી :** ચીન-જાપાનની યાત્રા,

તંત્રનું સાધનાતત્વ,

( આ જ વ્યાખ્યાનોનો અંતિમ ભાગ છપાશે )

## વ્યાખ્યાન પહેલું

ભારતવર્ષના લોકો જાણતા હતા કે શ્રદ્ધા દ્વારા જાણવું એ જ યથાર્થ જાણવું છે. તર્ક દ્વારા જાણવું એક પ્રકારનું છે, શ્રદ્ધા દ્વારા જાણવું બીજા પ્રકારનું છે. મા પોતાના સંતાનને સ્નેહ અને પ્રીતિ દ્વારા જે રીતે જાણી શકે છે, તે રીતે કોઈ વૈજ્ઞાનિક તેનાં અસ્થિ, ચર્મ, માંસ, રક્ત દ્વારા તેને જાણી શકે નહિ. વૈજ્ઞાનિકનું જાણવું વસ્તુની યાદી જાણવા બરાબર છે, માનું જાણવું પોતાના બાળકના હૃદયમાં પ્રવેશીને તેના મૂળ વ્યક્તિત્વને જાણવા બરાબર છે. માટે જ ઇન્દ્રિયજ્ઞાન દ્વારા જાણવું તે એક રીતે બાહ્ય સ્પર્શ માત્ર કરીને પરિત્યાગ કરવા જેવું છે. જેમ અરેબિયન નાઈટ્સની એક વાતમાં એક રાજા દર રાતે એક રાણી લાવી પ્રભાતે તેનું વિસર્જન કરે છે, અને તેનો સંહાર કરે છે, તેમ જે માત્ર જ્ઞાન દ્વારા જાણવા ચાહે છે તે અન્ય ક્ષણે જ્ઞેયને મનમાંથી દૂર કરે છે એટલે કે, સ્થિર અને નિત્ય કાળનું જાણવું એ શ્રદ્ધા દ્વારા જાણવું તે જ છે.

ભારતવર્ષમાં જ્યારે લોકો દેશદેશાંતર જોવા માટે જતા, ત્યારે તીર્થયાત્રી બનીને જતા. હાલમાં આપણે માત્ર 'ટૂરિસ્ટ' થઈ ગયા છીએ. એટલે કે પહેલાંના તીર્થયાત્રી અત્યારના 'ટૂરિસ્ટ' છે. આ વખતે જ્યારે હું ગુજરાતમાં આવવા નીકળ્યો ત્યારે મનમાં તીર્થયાત્રીની શ્રદ્ધા સાથે નીકળ્યો હતો. ગુજરાતના માનવસમાજમાં, ગુજરાતની સંસ્કારી પ્રજામાં, તેના સમસ્ત જીવનમાં વિશ્વદેવતાનું જે એક વિશિષ્ટ

રૂપ છે તે હું શ્રદ્ધાપૂર્વક જોઈશ, એ ભાવનાથી પ્રેરાઈને અહીં આવવા નીકળ્યો હતો. આ પ્રાંતમાં જે માનવગણમાં હું હરુંફરું છું, તેઓ જો પોતાની તપસ્યાથી પોતાના જીવનને સ્ફટિક જેવું સ્વચ્છ કરી રાખે તો તેમનામાં વિશ્વદેવતાનું જે એક વિશિષ્ટ રૂપ રહેલું છે તે વિના સાધના સહજ ભાવે હું જોઈ શકું.

જ્યારે અમદાવાદ ગયો ત્યારે એક ખૂબ ઉદ્યોગી યુવકે અને પૂછ્યું: "આપ ગુજરાતમાં શા માટે પધાર્યા છો?" મેં કહ્યું: "હું કાંઈક જોવા માટે આવ્યો છું." તેણે કહ્યું: "જે જોવા આવ્યા છો તે જોયું?" મેં કહ્યું: "જોવાનું શું એવું સહજ છે કે, દેખતાં વેંત જણાઈ જાય? જેમનામાં વિશ્વદેવતા જોવા ચાહું છું તેમની સાધના જો સ્વચ્છ હોય તો મારી સાધના પણ સ્વચ્છ બને. પરંતુ જો તેઓ પોતાને દેવદર્શનને યોગ્ય સ્ફટિકની પેઠે સ્વચ્છ ન રાખે. તો મારા પોતાના પ્રયત્નથી એ દેવતાને જોવા પડશે. હું જે જોવાની વાત કરું છું તે કેવળ માણસોને જોવાની વાત નથી, તેમના આમોદઆહ્‌લાદ પણ નહિ. કદાચ તે પણ જોવાને લાયક ગંભીર વસ્તુ ગણાતી હોય. એમ પણ બને કે, તેમની ભીંતને ભેદીને તેનું દર્શન ન પણ થાય. પણ એવું બની શકે કે, અહીંથી દૂર જઈને પોતાનાં ધ્યાન અને સાધના દ્વારા તે દેવતાને પ્રત્યક્ષ કરી શકાય. અમેરિકાના લોકો દસ દિવસમાં ભારતવર્ષ. બાર દિવસમાં ચીન, પાંચ દિવસમાં જાપાન જોઈને ખતમ કરે છે. આને તેઓ doing કહે છે. હું એ પ્રકારનું doing કરવાને આવ્યો નથી; કારણ કે, દેવતાને realise કરવો, ઉપલબ્ધ કરવો તે સહેલ નથી."

નાનપણમાં એક મારો મિત્ર હતો. તેનું નામ નિતાઈ (નિત્યાનંદ). એકવાર મેં તેને પૂછયું : "નિતાઈ, તમે વિવાહ કર્યો હતો ?" તેણે કહ્યું : "બાપુ ! મેં એક જણના દેહની પાસે દેહ રાખ્યો હતો." મેં પૂછયું : "એટલે ?" નિતાઈએ કહ્યું : "દેહની પાસે દેહ રાખી શકાય; પણ જો ભગવાનની કૃપા હોય તો જ કોઈવાર આત્માની સાથે આત્માનો સ્પર્શ થાય ! મારી સ્ત્રી લગ્ન પછી બાર વર્ષ જીવી હતી. ત્યાં સુધી દેહ જોડે દેહ રહ્યો. તેનું મૃત્યુ થયું. તે પછી દેહના યોગની સ્મૃતિ રાખી મેં દસ વર્ષ ગાળ્યાં. એક દિવસ અકસ્માત અર્ધ દંડમાં પડદો જાણે કે સરી ગયો ! જોયું તો સ્થળકાળનો અંતરાય ન મળે ! સ્પર્શમણિના સ્પર્શની જેમ સ્પર્શ પામ્યો ! જેટલા દિવસ તે જીવી તેટલા દિવસ ક્ષુદ્ર ઇન્દ્રિયોનો દાવો અને બાધા જાણે કે એક પડદાની પેઠે હતાં. તે સરી ગયું. દસ વર્ષ સુધી તે સ્મૃતિનો પડદો રહ્યો. ત્યાર પછી પોતાની સાધનાના બળથી અથવા ભગવાનની કૃપાથી તે દિવસે તે સરી ગયો. માત્ર એક પળના સ્પર્શમાં,—તેની મૃણ્મયી પ્રતિમા ચિન્મયી બની ગઈ !" 'ચૈતન્યચરિતામૃત'કાર કૃષ્ણદાસ કવિરાજે મહાપ્રભુ શ્રી ચૈતન્ય વિષે ત્રણસો વર્ષ પુર્વે લખ્યું છે :

धर्म छाडि रागे दुहे करेइ मिलन ।
कभु मिले कभु ना मिले दैबेह घटन ॥
व्रजेर निर्मल राग सुनि भक्तगण ।
राग मार्गे भजे जे छाडि धर्मकर्म ॥

(ધર્મ ત્યજીને રાગ દ્વારા મિલન કરે તો કદાચ મળે, ન પણ

મળે,–એ તો દૈવની ઘટના છે. વ્રજના નિર્મળ રાગની વાત સાંભળી ભકતગણ ધર્મકર્મ ત્યજીને આ રાગમાર્ગદ્વારા જ પ્રભુને ભજે છે. ) નિતાઈએ વળી કહ્યું : "મારું પણ તેવું જ થયું. જીવતાં જે લગ્ન ન થયું, મર્યા બાદ દસ વર્ષ સુધી જે થયું નહિ, તે એક અડધી પળમાં થયું ! ત્યારે એ તો પરલોકમાં હતી, હું આ લોકમાં હતો. અમારો અદૃશ્ય હાથ શુદ્ધ પ્રેમના યોગમાં કોણે મેળવ્યો તે જાણતો નથી. પરંતુ વસંતમાં સમસ્ત જગત, સમસ્ત વિશ્વ આનંદથી પૂર્ણ થઈ ગયું. બ્રહ્માંડ વિવાહોત્સવમાં તરબોળ થઈ ગયું. એ દિવસ પછી મારા જીવનમાં સ્પર્શમણિના સ્પર્શની પેઠે ભારે રૂપાંતર થયું. માટે જ મેં કહ્યું કે, એક જણના દેહની સાથે દેહ રાખ્યો હતો. પૃથ્વીમાં દેહની જોડે જ બધા દેહ રાખે છે; પણ સત્યમિલનનું ભાગ્ય કેટલા જણનું હોય છે !" મેં પૂછ્યું : "મૃત્યુ પછી તે શી રીતે થયું ?"

"આપણે આ જીવનમાં સામાન્યપણે પરસ્પર મળીએ છીએ તે પ્રયોજન પૂરતાં જ. આ પ્રયોજન એટલે કે સ્વાર્થબુદ્ધિ એક બીજાના સાચા પરિચયમાં મોટો અંતરાય છે. જ્યાં સુધી આપણું જીવન હોય છે ત્યાં સુધી આ સ્વાર્થબુદ્ધિના અંતરાયને ઓળંગી જવા માટે ઘણી કઠણ તપસ્યાની જરૂર રહે છે. ભગવાન જ્યારે મૃત્યુ દ્વારા તે બંધન મુકત કરે છે ત્યારે પણ આપણે એ સંસ્કારનું બંધન અંતરમાંથી સહેલાઈથી ત્યજી શકતા નથી, આપણા પ્રિયજનને શુદ્ધ પ્રેમની દૃષ્ટિથી જોઈ શકતા નથી. તો પણ મૃત્યુ પછી આપણી દૃષ્ટિને આ સ્વાર્થબુદ્ધિના, પ્રયોજનસિદ્ધિના, અંતરાયમાંથી મુકત કરવાને માટે ઠીક અવસર મળે છે.

"મૃત્યુ પછી આપણે જ્યારે તેની પાસેથી કાંઈ જ આશા રાખતા નથી, ત્યારે જ આપણે બરાબર જાણી શકીએ છીએ કે પ્રેમના જગતમાં તેનું કેટલું મૂલ્ય છે. તે વેળા પરસ્પરની વચ્ચે જે અવશેષ રહે છે, તે છે શુદ્ધ પ્રેમનો યોગ. આ પ્રેમયોગનું મહાસૌભાગ્ય જેના જીવનમાં ઉદય પામ્યું નથી હોતું, તે ક્રમશઃ પોતાના પ્રિયજનને ગૂમાવ્યાં કરે છે, તેને માટે બધી બાજુથી વિનાશ—महती विनष्टिः—છે.

"ત્યાર પછી મારા ભાવલોકમાં આત્માની નિત્યસંગી સહધર્મિણી થઈને, અમૃતલોકમાં નિત્ય જીવન દઈને, તેણે મને મૃત્યુંજય કર્યો. તે દિવસે મેં જાણ્યું કે શિવે કેવી રીતે મૃત્યુંજય બનીને કાલકૂટનું પાચન કર્યું હતું. આજે મેં જે અમૃતલાભ કર્યો, તેથી હવે આખા જગતનું વિષ પીવાથી પણ હું મરું નહિ. તે દિવસે જ મને યથાર્થ બાઉલની દીક્ષા મળી. ત્યાર પછી ગુરુની પાસે ગયો, પણ ગુરુનું પ્રયોજન હતું નહિ."

આપણા દેશના સાધકગણ કહે છે કે જેને હું દીક્ષા આપવા ચાહું છું તે શિષ્યમાં પણ એ દેવતાને દેખી શકાય. જે મુહૂર્તે એ દેવતાનો અનુભવ થાય તે જ મુહૂર્તે મહાદીક્ષા. ત્યાર પછી વર્ષો સુધી ગમે તેટલા વિષયો ભણે પરંતુ ભગવત્કૃપાથી કવચિત જ એવું બ્રાહ્મમુહૂર્ત આવે છે જ્યારે અંતઃસ્થિત પરમાત્માનો પ્રત્યક્ષ અનુભવ થાય. એ સમયે પોતાના વ્યક્તિત્વની સંકીર્ણતામાં, દેશકાળના અંતરાયમાં રૂપાંતર થાય છે. આમ થાય નહિ તો શિક્ષણ શાનું?

અત્યારે કેટલાક માને છે કે જાણે કેટલાક વિષયો

ભણવા (to learn) એ જ શિક્ષણ! પણ આ શિક્ષણ કેળવણી,–education નથી. લોકો પૂછે છે: "પુરુષ અને સ્ત્રી એક સ્થળે શિક્ષણ લઈ શકે કે નહિ?" ભણી શકે, પણ શિક્ષિત થઈ શકે નહિ. જુદા જુદા વિષયો ભણવાથી વ્યવસ્થા અને ખર્ચની અનુકૂળતા થઈ શકે, પરંતુ નારીમાં જગન્માતાનું રૂપ, પુરુષમાં જગત્પિતાનું રૂપ ભિન્ન ભિન્ન ભાવે પામી શકાય નહિ. એક જ સ્થળે ભિન્ન ભિન્ન સ્ફુરણ શી રીતે થાય વારુ? તાંત્રિક કહે છે : એક જ યંત્રમાં બે ભિન્ન દેવતાનું આવાહન કેવી રીતે કરી શકાય?[1]

જાપાનમાં મેં જોયું હતું કે આખા ઘરમાં એક સ્થળે એક જ ચિત્ર ટાંગવામાં આવતું. તે સ્થળને જાપાની લોકો 'કાકીમોનો' કહે છે. મેં પૂછ્યું : "ઘરમાં આટલી બધી જગ્યા છે, છતાં એક જ ચિત્ર કેમ?" તેમણે કહ્યું: "ભારતવર્ષના ઋષિઓ તરફથી અમને જાણવાનું મળ્યું છે કે, એક મુહૂર્તે એક સ્થળે બે દેવતાનું પૂજન કરવામાં આવે તો ધ્યાનનો વ્યભિચાર થયો ગણાય. સૌન્દર્યપ્રિય લોકો પણ ચિત્રને દેવતા સમાન ગણે છે."

પશ્ચિમમાં કહેવામાં આવે છે કે વ્યક્તિત્વની સાથે સર્વ ભાવનું સ્ફુરણ થાય તેનું નામ કેળવણી. આને આપણે ભારતવર્ષની રીત મુજબ જણાવવું હોય તો કહી શકીએ

૧. તંત્રસારોદ્ધૃત મંત્રતંત્રપ્રકાશમાં (તંત્રસાર : ચોથો પરિચ્છેદ. પ–૬),
અને—

एकपीठे पृथक्पूजां.........करोति यः ।
..............देवता शापमाप्नुयात् ॥ ( કુ તં. ઉલ્લાસ, ૬ )

કે, દેહની દૃષ્ટિથી મનુષ્ય પ્રાણીધર્મવાન (biological) છે; તેથી દેહ અને જીવનમાં એ પ્રકારનો સર્વાંગી વિકાસ આવશ્યક છે. એટલે કે, દેશની પરિસ્થિતિ પ્રમાણે સર્વ રીતે તેનો વિકાસ થવો જોઈએ. દેહની દૃષ્ટિથી તે સ્થળ સાથે સંબંધ ધરાવે છે, આત્માની દૃષ્ટિથી તે કાળ સાથે સંબંધ ધરાવે છે.

કોઈ પણ પ્રકારની સાધનાની સાચી સિદ્ધિને માટે મનમાં રાખવું જરૂરી છે કે, તેનો ભૂતકાળ જાણે કે પ્રતિક્ષણે પોતાને વર્તમાનમાં અભિવ્યક્ત કરતો હોય (manifest). આ પ્રકારની વ્યવસ્થા થવી ઉચિત છે. પરિણામે મનુષ્યનું સમૂહશિક્ષણ (Group education) થઈ શકે નહિ, તો પછી સહશિક્ષણ (Co-education)ની વાત જ શી કરવી ?

આ વિષયમાં મહાત્મા કબીરની એક વાત છે. તેમનો પૂરણ નામે એક શિષ્ય હતો તે પણ ભક્ત હતો. તેને સૂરણ નામે એક ભાઈ હતો. તે ધનવાન, રસજ્ઞ, અને સંગીતાનુરાગી હતો, પરંતુ ચરિત્રની બાબતમાં કોઈ પણ શુચિતાનો આદર્શ તે પાળતો નહિ. કબીર પણ સંગીતાનુરાગી હતા. એક વાર સૂરણે પૂરણને પૂછયું : "મારે તમારા ગુરુનું ગાયન સાંભળવું છે." પૂરણે કહ્યું : "ગુરુને પૂછી જોઈએ." પૂરણે પછી કબીરને વાત જણાવી : "મારો ભાઈ ધનવાન તેમજ સંગીતાનુરાગી છે, પણ ચરિત્રની બાબતમાં કોઈ આદર્શ માનતા નથી. જો આપની રજા હોય તો તેને લેતો આવું." કબીરે કહ્યું :" ભલે, લાવજો. મને જો તે વેળાએ

પ્રેરણા થશે તો વર્ષાઋતુના વરસાદની જેમ ગાન રેલાવીશ." પૂરણે સૂરણને આણ્યો. ગાયન શરૂ થયું. ગાયન પૂર્ણ થવાને સમયે 'કબીર કહે સુનો ભાઈ સાધો' એમ કહેવાનો નિયમ હતો. હવે સૂરણ તો રહ્યો વિલાસી, તેથી પૂરણના મનમાં થયું કે, 'ભાઈ સાધો' એવું સંબોધન મિથ્યા ગણાશે. તેથી, તે બોલી ઉઠયો કે, એ સાધુ નથી. કબીરે તો તે છતાં ય પોતાની રીતે ગાન સમાપ્ત કર્યું. ગાન સાંભળીને સૂરણ લજ્જિત અને કુંઠિત થઈ ગયો! કબીરે આ આ જોયું અને કહ્યું :

हां साधु मैं कहां तुम साधु ।
जिसने तुम्हें मलिन कहाया ए सब है जूठ जादु ॥

આ રીતે કબીરે સૂરણમાં પેલા વિશ્વદેવતાને સંબોધન કર્યું. એ વિશ્વદેવતાના સંબોધનની સાથે, સાધુસમાગમના એ બ્રાહ્મમુહૂર્તમાં, સૂરણના જીવનનું વિલાસી આવરણ સરી ગયું. સૂરણ પણ દીક્ષિત થયો!

પરંતુ શિષ્યમંડળ દુઃખિત થઈ ગયું. બેએક દિવસ પછી તેમણે કહ્યું : "ચાલો, સૂરણને ઘેર જઈએ." જ્યારે સૂરણના ઘરના મુખ્ય દ્વારની પાસે બધા આવ્યા ત્યારે શિષ્યોએ કબીરને કહ્યું : "સૂરણના ઘરમાં જવાનો આ માર્ગ છે." કબીરે કહ્યું : "ચાલો આપણે ઘરની ચારે બાજુએ આંટો મારી આવીએ." તેમ કરતાં તેમણે પાછળ એક નાનું બારણું જોયું. કબીરે કહ્યું : "આપણે અહીંથી જ દાખલ થઈએ." એ રસ્તો ભંગીને જવા માટેનો હતો. કબીરનું આવું વચન સાંભળીને શિષ્યોએ કહ્યું : "ગુરુદેવ! સિંહદ્વાર

છોડીને આ ભંગીને માર્ગે કેમ પેસો છો ? એ તો ઠીક ન ગણાય !" ત્યારે કબીરે કહ્યું : "મનુષ્યોના ઘરને માટે જેટલી ઉદારતા રાખો છો તેટલી ઉદારતા તેમના જીવનને માટે કેમ રાખતા નથી ? જે માર્ગે થઈને આ અખિલ બ્રહ્માંડના રાજા, તેમના જીવનના રાજા આવશે, તે જ છે તેમનુ જીવનદ્વાર, અને ત્યાં જ છે તેમનો યથાર્થ પરિચય. એટલા જ માટે હું બોલ્યો હતો કે, હે સૂરણ, તું સાધુ છે, આ જે તારો મામૂલી પરિચય છે તેથી પર એક નિત્ય કાળના પરિચયનું મને દર્શન થયું છે."

કબીર પોતાને ત્યાં આવેલ છે તે વાત જાણતાં જ સૂરણ દોડી આવ્યા અને બધી વાત સાંભળીને બોલ્યા : "જ્યારથી આપે મને 'સાધુ' કહીને સંબોધ્યો ત્યારથી મારાં પાપ બળી ગયાં છે. હવે એ જીવનમાં પુનઃપ્રવેશ થવો અસંભવ છે." પછી પૂછ્યું: "મારું જીવન જોઈને આપને શો ખ્યાલ આવ્યો હતો ?"

કબીરે કહ્યું: "તમારા જીવનમાં જે વૈભવ, વિલાસ અને અનેકવિધ કળાઓનું ઐશ્વર્ય વગેરે હતાં, તે જોઈને મારા મનમાં દુઃખનો માત્ર સ્પર્શ થયો હતો. જેવી રીતે કોઈ એક પરમ રૂપવતી, ગુણવતી કન્યાની માતાને પોતાની કન્યા વિધવા થઈ છે તે સાંભળતાં વેંત દુઃખ થાય છે, અને તે વખતે તેના રૂપ અને ગુણનું સઘળું ઐશ્વર્ય વ્યર્થ બનીને તેનાં સંબંધી જનોનાં ચિત્તને દગ્ધ કરે છે, તેવી આજે મારી સ્થિતિ છે. હું કોઈ પણ પ્રકારના વૈભવ કે ઐશ્વર્યની વિરુદ્ધમાં નથી. પરંતુ જ્યારે તે વૈભવ કે ઐશ્વર્ય પરમા-

ર્થમાંથી ભ્રષ્ટ થાય છે, ત્યારે તે ઐશ્વર્યની વિકલતા જ આપણા હૃદયના દુઃખના ભારને વધારે અસહ્ય કરી દે છે.

"જેમ કોઈ એક નદી ઉપર સંગેમરમરનો નાનાવિધ કળાયુક્ત ઐશ્વર્યયુકત સેતુ બાંધ્યો હોય, પણ જો નદીના બન્ને કિનારાઓ સાથે તેનું જોડાણ ન હોય તો એવા પૂલના કરતાં ગમે તેવો હીન સંબંધ ધરાવતો લાકડાનો પૂલ વધુ સાર્થકતા પામે છે; તેમ હું તારા ઐશ્વર્યવિલાસી જીવનની નદીનો વર્તમાન પરિચય પામ્યો, પરંતુ તારા અતીત કાળનો તેમાં પ્રકાશ ક્યાં? તારું આ વર્તમાન જીવન કેમ કરીને ભવિષ્યમાં તને ઉત્તીર્ણ કરશે? અતીતને ભવિષ્યમાં તે કેવી રીતે અભિવ્યકત કરશે? અતીત અને ભવિષ્યકાળનું જે જીવન છે તેને તારા વર્તમાન ભોગ-વિલાસ-ઐશ્વર્યે વિચ્છિન્ન કરી નાખ્યું છે. તને જોઈને આંખમાં આંસુ આવ્યાં તેનું કારણ કે તારા ભૂત અને ભવિષ્યની સાથે વર્તમાનો કોઈ સબંધ ન જોયો. વિધવા કન્યાનું સૌન્દર્ય જોઈને જેમ આંસુ આવે તેમ તારું ચાલુ જીવન જોઈને મને દુઃખ થયું. માટે જ સ્થળ, કાળ અને પાત્ર એ ત્રણેના સુસંવાદથી (harmony) મનુષ્યનું ઐશ્વર્ય સાર્થક થાય છે."

તેથી તે શિક્ષણ જ યથાર્થ શિક્ષણ ગણાય જેમાં માનવનાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન એકબીજાની સાથે યોગ્ય રીતે યુકત થાય, જેમાં જીવનની સમસ્ત શકિત સમસ્ત ઐશ્વર્ય સુસંગત અને સાર્થક બને, જેથી તેની અંતર્નિહિત સમસ્ત સંભાવના વિકસિત, પરિસ્ફુટ અને નિત્યકાળના અર્થ તરફ આગળ ધપી શકે. માનવની સર્વે વૃત્તિઓ, સુસ

સંભાવ્યતા (dormant possibility), તેનો સ્થળ (biological) તેમ જ કાળ સાથેનો (spiritual) સંબંધ જે શિક્ષણ સુસંગત કરે તે જ ખરું શિક્ષણ.

ભિન્ન ભિન્ન દેશકાળ પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રણાલિકાઓ હોય છે. ચીન દેશમાં કાઈફેંગ નામના સ્થળે મારે એક ત્યાંના તત્ત્વજ્ઞાની સાથે પૂર્વ અને પશ્ચિમના ભેદ વિષે વાર્તાલાપ થયો હતો મેં કહ્યું : "બાબા ! તમે એક ગંભીર દ્રષ્ટા છો તો મને એક એવી ચિન્મય કસોટી આપો કે જેથી હું તે ભેદ સમજી શકું." તેમણે જણાવ્યું : "સર્વના ભોજન પછી જે અવશેષ રહે તે ખાઈને હું જીવનનિર્વાહ કરીશ." એ થયો પ્રાચ્ય આદર્શ. 'હું જમી રહું પછી જે અવશિષ્ટ રહે તે ઉચ્છિષ્ટ આપીને મારું ગૌરવ મેળવીશ.' એ થયો પશ્ચિમનો આદર્શ." આવો જ ભેદ શિક્ષણમાં પણ છે.

કબીરે પોતાના પુત્રના જન્મને સમયે કેટલીક લીટીઓ કહી છે તે પરથી પણ ઘણું જાણવાનું મળે છે. જેમ પ્રાચીન આર્યો બ્રહ્મનિષ્ઠ હોવા છતાં પણ ગૃહસ્થ હતા, તેમ કબીર સંન્યાસી હોવા છતાં પણ ગૃહસ્થ હતા. હાલમાં ઘણા લોકો એ વાતને ગુપ્ત રાખવા ઇચ્છે છે, પરંતુ એ યોગ્ય નથી. કબીરે જ્યારે વિવાહ કર્યો ત્યારે તેમના વિરોધીઓ બોલવા લાગ્યા કે તેને પુત્ર થશે નહિ. એક વાત છે કે કોઈ ઈર્ષાળુ માણસે એક માણસ વિષે કહ્યું કે, એ તો મુનસફ થશે નહિ. જ્યારે તે મુનસફ થયો ત્યારે કહે કે, ભલે મુનસફ થયો, પણ પગાર તો નહિ જ મળે. જ્યારે કબીરને સંતાન થયું ત્યારે એક પક્ષના લોકો ખુશી થયા, બીજા

પક્ષના દુઃખી થયા. કબીર પોતે પોતાના પરિશ્રમથી પોતાનું જીવન નિર્ગમન કરતા. તે કહેતા—

कहे कबीर अस उद्यम कीजे ।
आप जीए औरनको दीजे ॥

પોતે શાળ રાખતા પુત્રજન્મના તે દિવસે જ્યારે પોતે સૂતરનો બોજો લઈને બજારમાંથી આવતા હતા ત્યારે જે લોકોએ તેમનું અપમાન કરવા ધાર્યું હતું તે ટોળમાં બોલ્યા: "અરે કબીરજી! સાંભળ્યું કે? તમારે ત્યાં તો પુત્રનો જન્મ થયો છે!" કબીરે માથેથી બોજો નીચે ઉતારીને પ્રણામ કરીને પુત્રને જોયાં પહેલાં જ પુત્રના અંતરમાં રહેલા પરમાત્માનાં દર્શન કર્યાં. એ નિમિત્તે નીચેની છ પંક્તિઓનું સ્તવ કર્યું:

अहद मुसाफिर पहुना आया धरो मंगल थार ।
घर–आँगनकी कदर भई है राह हुआ गुलझार ॥
जनम–मरणमें कदम तुम्हारा अवश भया है काल ।
मेरा घरमें डेरा लगाया पाया हम कमाल ॥
कौनसीं सेवा करिहौं तुम्हको कौन करिहौं पूजा ।
पन्थ पन्थी घर एक हि है मी भाव मिटा अब दूजा ॥

---

આસો વદ ૫, સં. ૧૯૮૨

## વ્યાખ્યાન બીજું

પોતાના પુત્રના જન્મસમયે જે વાણી કુબીરે ઉચ્ચારી તે જ આપણા ઘરમાં પુત્રજન્મ સમયે ઉચ્ચારવી શું ઉચિત નથી? આપણાં સંતાનો શું અહદનાં મુસાફર, અનંતનાં યાત્રી નથી? જેમ કોઈ જાત્રાળુ ધર્મશાળામાં રાતવાસો કરે ત્યારે તે ધર્મશાળા તેને માટે તીર્થ તરફ જવાનું એક પગથિયું માત્ર છે, તેમ આપણું આ જીવન પણ પરબ્રહ્મ તરફ પ્રયાણ કરવાનું એક સાધન છે. આપણે આપણાં બાળકોને લૂગડાંલત્તાં અને ઘરેણાંગાંઠાંથી શણગારીએ છીએ; પણ આપણે વિચારવું જોઈએ કે, આપણા આ કાર્યથી તેમના આખા જીવનનું જે કાંઈ આચરણીય સત્ય હોય તે તરફ તેઓ આગળ ધપી શકે છે કે નહિ. ખાસ કરીને જ્યારે ભગવાને એ સાધકબાળકને આપણા ઘરને આશરે પાઠવ્યું ત્યારે તેના જીવનના મુખ્ય ધ્યેયને અનુકૂળ થવાની આપણી પવિત્ર ફરજ છે. તેનું સઘળું શિક્ષણ, તેની આખી જીવનયાત્રા એવાં હોવાં જોઈએ કે, તે સમજી શકે કે આ ઘર, આ સંસાર અંતિમ લક્ષ્ય નથી. હજુ ઘણું બાકી છે. એ બાકીની દિશામાં તેના જીવનની પરિપૂર્ણતાનો માર્ગ છે. ત્યારે શું આપણે એ તીર્થયાત્રી સાધકને લક્ષ્યભ્રષ્ટ કરીશું?

એક વાર એક બાઉલ સાધકને મેં પૂછ્યું: "આપ ગૃહસ્થ કેમ થતા નથી? ગાર્હસ્થ્ય ધર્મમાં આપને કોઈ જાતનો વાંધો છે?" તેમણે કહ્યું: "મારા ઘરમાં જે સાધકો

આવે તે બધાંને ઈશ્વર તરફ પ્રયાણ કરવા પ્રતિદિન પ્રેરી શકું એવી મારી સાધના નથી. મારા ઘરમાં જન્મતાં બાળકોને જો હું કોઈ મહાન ધ્યેય તરફ જવાને સહાયભૂત બની ન શકું તો મારું ઘર તેમને માટે એક કારાગાર જેવું ગણાય. જે તીર્થયાત્રી મારે ઘેર આવે તેને પરમ લક્ષ્યતીર્થે લઈ જવાને બહાને સ્નેહ, આદર અને સ્વાર્થ-બુદ્ધિ દ્વારા મારી પોતાની આજીવિકા માટે અન્નધનની ઇચ્છાથી જો તેને લક્ષ્યભ્રષ્ટ કરું તો તે ઘર માત્ર કારાગાર તો શું, પરંતુ તેથી યે અધમ સ્થાન બને. તેનું પ્રાયશ્ચિત્ત હજારો નામજપથી, માળાતિલકથી કે પૂજા, આચાર, નિયમથી થઈ શકે નહિ. તેથી જ હું બ્રહ્મતીર્થના યાત્રાળુને માટે સંસારાશ્રમરૂપી ધર્મશાળા ખોલતો નથી.

"વળી સંતાન માબાપની આત્મતૃપ્તિનાં જ માત્ર સાધન નથી. જેમ રાજા પોતાનાં વૈભવ અને સત્તાનું પ્રદર્શન કરવાને રાજ્યધ્વજ ફરકાવે છે તેમ સંતાનો પોતાના વૈભવ અને ઐશ્વર્યના પ્રદર્શનનાં સાધન નથી. પ્રત્યેક ઘેર બાળકસાધક હણાય છે. તેની હત્યા કરીને પુષ્ટ પશુની પૂજા થાય છે. પોતાના ઐશ્વર્યની સ્થાપના કરવા માબાપ બાળકને ધ્વજદંડ તરીકે વાપરે છે."

ત્યારે હવે જો ભારતની રીતે શિક્ષણનો અર્થ કરું તો આ થાય: બાળકમાં જે દેવતા વસે છે તેનો આવિષ્કાર કરવો. સમુદ્રનું જળ જેમ આકાશમાર્ગે જઈ નદી દ્વારા પાછું સમુદ્રમાં ભળે છે, તેમ પરબ્રહ્મ પોતે માનવમાં પ્રવેશીને પાછા પરબ્રહ્મરૂપે આવિષ્કૃત થાય છે. અસીમમાંથી ઉત્પન્ન

થયેલી ગંગા જેમ સમસ્ત જગતનાં પાપ, તાપ અને મલિનતાને દૂર કરીને, સર્વત્ર નવીન પ્રાણનો સંચાર કરીને, સંસારની સેવા કરતી કરતી પાછી અસીમમાં જઈને મળે છે, તેમ પ્રત્યેક મનુષ્ય જગતનું આપમેળે કલ્યાણ કરતો કરતો અસીમને માર્ગે આગળ ધપે છે. જહ્નુ મુનિએ સમસ્ત જગતની એ ગંગાને પોતાના શરીરમાં સમાવી એ જગતનો મોટો અપરાધ હતો; તેથી અંતે પોતાના શરીરમાંથી તેને મુકત કરવી પડી. તેવી જ રીતે આપણે પણ આપણાં સ્વાર્થનાં બંધનોમાંથી સાધકને મુકતપ્રવાહ કરવો જોઈશે.

દરેક બીજમાં પુરાતન વનસ્પતિની પહેલાંની પ્રાણધારા પુનઃ પ્રવેશ કરે છે. પરંતુ જો એ બીજ સ્વજીવનને વિદીર્ણ ના કરે તો તેમાં રહેલો પ્રાણ પ્રગટી શકે નહિ. એવી જ રીતે આપણા ઘરમાં જે બાળક આવે છે તેને મુકત કરવાને પોતાના હૃદયને વિદીર્ણ કરીને તેનું દ્વાર મુકત કરવું જોઈએ. પણ બીજ જો બીજાંકુરને પ્રગટવા ન દે તો તે પ્રાણહંતા ગણાય, તેમ જે નિત્યજીવનને પ્રગટવા ન દે તે પણ પુત્રહંતા ગણાય.

ત્યારે આ પ્રત્યેક ઘર શું પુત્રહંતાનું સ્થાન નથી? માબાપ પોતાનાં સુખ તેમજ ઐશ્વર્યને પ્રગટ કરવાને માટે શું પુત્રહંતા બનતાં નથી? તેથી જ તે બાઉલે છેવટે કહ્યું: "હું પુત્રહંતા થાઉં એ ભયથી જ ગૃહસ્થ થતો નથી. હજુ મારી સાધના પૂર્ણ થઈ નથી કે, જેથી પુત્રને મુકત કરી શકું."

આજકાલ તો બાળકમાં રહેલા દેવતાને ઓળખી તેને મુક્ત માર્ગ આપવાને બદલે આપણા દરેક મંદિરમાં તેના દેહની જ પૂજા થાય છે. શંકરના પોઠિયાની પૂજા થાય છે, અને શંકરનું અપમાન કરવામાં આવે છે! દેહની પૂજા તે વાહનની પૂજા જેવી જ ગણાય. વાહનની પૂજા પણ અલબત્ત થવી જોઈએ, પરંતુ દેવતાનો અનાદર કરીને નહિ. દેવતાના આવિષ્કાર દ્વારા દેહનો અત્યાચાર દૂર થવો જોઈએ.

જ્યાં સુધી રાજાનો પરિચય ના થાય ત્યાં સુધી રાજપુરુષોનો અત્યાચાર થાય છે. અરે, તેનાં કુતરાંબિલાડાં પણ આપણું અપમાન કરે છે! પરંતુ જેવી રાજાની પિછાન થઈ કે તરત જ બધાં સમજી જાય છે કે, આ વ્યક્તિ રાજાની પાસે બેસવાને લાયક છે. પછી તેમનો અત્યાચાર ટકી શકતો નથી.

માનવમાં જેનો આવિષ્કાર કરવાનો છે તે પોતે છે પરબ્રહ્મ. બાઉલનું ગાન છે:

तोमार पथ ढेके छे मन्दिरे मस्जिदे ॥
तोमार डाक शुनि साँइ चलते ना पाइ ।
रुइख्ये दाँड़ाय गुरुते मोरशिदे ॥
तोर दुवारेइ नानान ताला, पुराण कोरान तसबी माला ।
भेख पखइत प्रधान ज्वाला काँदे मदन मरे खेदे ॥

(**ભાવાર્થ**: તારો માર્ગ મંદિરો અને મસજિદોએ ઢાંકી દીધો છે. હે સ્વામી, તમારો સાદ તો સાંભળું છું પણ ચાલી શકતો નથી; કારણ કે ગુરુ અને મુરશિદ બન્ને દુષ્ટ થયા છે. તારે બારણે અનેક તાળાં,–પુરાણ, કુરાન, માળા, તસબી, વગેરેનાં લાગેલાં છે. ભેખ અને પક્ષાપક્ષી

એ તો મોટી જ્વાળા છે; તેથી જ મદન ખેદથી હાય-વોય કરે છે.)

એ પરબ્રહ્મને પામવાનાં જે સાધનો છે તેનો ભાર આપણે એટલો બધો વધારી દીધો છે કે તેના ભારથી જ દેવતા દબાઈ ગયા છે. આ ભારને હળવો કરવો એ શિક્ષણનું પ્રથમ કર્તવ્ય છે. જીવનની બધી ધારાઓને મુકત કરીને તેમને સહજ માર્ગે વાળવી એ જ શિક્ષણ છે.

ત્યારે હવે પ્રશ્ન ઊઠે કે, શું અંકગણિત, ઇતિહાસ, ન્યાય, વિજ્ઞાન આદિ સામાન્ય શિક્ષણની જરૂર નથી? જરૂર છે, પરંતુ ધ્યાનમાં રાખવું જોઈએ કે એ બધું સાધન છે, યંત્ર છે. જો યંત્ર જીવંત હોય તો યંત્રનો અર્થ છે, નહિ તો તે નિરર્થક છે.

મૃતદેહને ગમે તેટલો શણગારવામાં આવે છતાં તે કોઈ રીતે માનવહૃદયને નહિ આકર્ષી શકે; ઊલટું, તેથી મૃતદેહ વધારે બીભત્સ બનશે. કેવળ હળ કે બળદનાં સાધનથી ખેતી નહિ થઈ શકે. ખેડૂત વિના તે બધાં સાધનો નકામાં છે. આ રીતે જો બાળકના જીવનમાં ચૈતન્યનું રક્ષણ થાય તો બીજાં બધાં સાધનસામગ્રી સાર્થક બને, કલ્યાણકારી નીવડે.

અને, આ સાધનોનો મહિમા પણ નાનોસૂનો નથી. માનવજીવનમાં નવજીવનનો પ્રાણસંચાર થાય ત્યાં સુધી રાહ જોવી જોઈએ. એ પ્રબોધની આશાએ જ બધાં સાધનો તૈયાર રાખવાં જોઈએ.

એક વાર એક બાઉલે બીજા બાઉલને પૂછ્યું: "મારા

હૃદયમાં પ્રેમનો ઉદ્રેક થતો નથી; તો સંધ્યા, ઉપાસના, નામ, જપ, તપ વગેરે છોડી દઉં તો શો વાંધો?" ત્યારે તેણે જવાબ આપ્યો: "એમ કરવાથી કાંઈ લાભ નથી. એ માર્ગે ચાલતાં ચાલતાં સાચા જીવનની રાહ જો. સંધ્યા-પૂજા વગેરે માત્ર માર્ગ છે, મૂળ નથી; પણ માત્ર તેમ માનવાથી તેમને તરછોડવા ઇષ્ટ નથી. નદીમાં પાણીનું પુર આવે નહિ ત્યાં સુધી ઊંડા ખાડા નકામા છે; પણ પાણી આવ્યું નથી એમ માનીને એ ખાડા ધૂળથી પૂરી દઈએ તો જ્યારે ચોમાસામાં પાણીનું ઐશ્વર્ય વરસશે ત્યારે તેને ઝીલનારો આધાર ક્યાંથી લાવશો? આપણે પ્રવાહનો માર્ગ બંધ કરી દઈએ તો પછી જ્યારે ભગવત્કૃપાથી ધારા પ્રવાહિત થાય ત્યારે તે ધારા ક્યાંથી વહી શકે? એ વખતે પેલા નકામા ખાડાનું પણ મૂલ્ય સમજાય છે."

આવી રીતે શાળાઓ, સંસ્થાઓ, શિક્ષણપદ્ધતિઓ પણ જ્યાં સુધી પ્રાણસંચાર પામે ત્યાં સુધી આવશ્યક છે. પણ તે વિના વ્યર્થ છે. જેમ ઘરમાં કદાચ આગ લાગે એ અટકળથી પ્રથમથી જ આપણે કૂવો ખોદાવી રાખીએ છીએ તેમ બાળક જન્મે તે પહેલાં તેની સાધનસામગ્રી તૈયાર રાખવી જોઈએ. દેવની પધરામણી માટે સિંહાસન સજ્જ રાખવું જોઈએ; પણ, યાદ રાખવું કે, દેવ વિનાનું ખાલી સિંહાસન અર્થહીન છે. માત્ર સિંહાસનની પૂજાથી કોઈ સાચું ભક્તહૃદય પૂર્ણ થઈ શકતું નથી.

આપણા શિક્ષણમાં આથી ઊલટું જ ચાલે છે. આપણાં શિક્ષણમંદિરોમાં સિંહાસનના બધા પૂજકોને એ દેવતા

કદાચ અલક્ષ્ય રીતે પ્રવેશ કરીને તે સિંહાસને બેસી જાય, માટે દંડધારી બનીને ચોકી કરતા ઊભા રહે છે! તેમને દેવતા હણાય તેની ચિંતા નથી. માત્ર સિંહાસનનું રક્ષણ થવું જોઈએ! શિવલિંગનો નાશ કરવા માટે તેઓ જાણે દાનવો સમા ઊભા રહે છે. સાધ્ય સાધનનો ભેદ તેમના મનમાં જણાતો નથી!

'જાણવું' (to know) એ સિંહાસનની,—બાહ્ય જગતની, દેવતાના વાહનની —વાત થઈ. 'થવું' (to become) એ દેવતાની, આંતર જગતની વાત છે. એક બાઉલના કહેવા પ્રમાણે સત્ય થવું એટલે શિંગોડાની પેઠે નહિ પરંતુ ફણસની પેઠે થવા જેવું છે. ફણસને જેમ અંદરથી જ કાંટા ઊગે છે, શાહુડીને જેમ અંદરથી જ સીસોળિયાં પ્રગટે છે, માણસને જેમ આંતરહર્ષથી બાહ્ય રોમાંચ થાય છે, તેમ આંતર સત્ય મન વાણી કર્મમાં આવિષ્કાર પામવું જોઈએ. એટલા માટે 'જાણવું' એ બાહ્ય જગતનું, અને 'થવું' તે આંતર જગતનું છે. બહારના જગતનું જાણવું તે આંતર જગતના થવાને સહાયક બનવું જોઈએ. તેથી ઊલટું થાય, એટલે કે, ગૌણ પ્રધાનને દબાવી દે, સહાયક યત્ર યંત્રીને પીસી નાખે તો સાધનાની દુર્દશા થાય. એ દુર્દશામાંથી મુક્ત થવાનું ને મુક્ત કરવાનું પ્રત્યેક ગુરુનું કર્તવ્ય છે.

શિક્ષણે માનવનાં સઘળાં બંધનો તોડવાં જોઈએ. હાથપગની બેડીઓ તોડવાનું મંદિર એ જ શિક્ષણનું મંદિર છે. તે મુક્તિસ્થાન છે. જ્યાં હાથપગની બેડી તોડવાની હોય ત્યાં બીજાં બંધનોને પેસવાનો અવકાશ નથી. પહેલાં

યુરોપમાં નાઈટ્સ (Knights) નામના વ્રતધારી પુરુષો બખ્તર પહેરીને યુદ્ધમાં જતા. પોતાના રક્ષણને માટે તેઓ બખ્તરને વધારે ને વધારે દુર્ભેદ્ય કરતા ગયા. છેવટે તે લોઢાનું બનાવ્યું. આ બખ્તરનો ભાર એટલો બધો વધી ગયો કે, ક્રૂઝેડની લડાઈમાં એ બખ્તરથી જ ઘણાનો નાશ થયો. કોઈ યોદ્ધો ઊભો ઊભો લડતો હોય, તેને જો શત્રુનો કોઈ માણસ પાડી નાખે તો તે પોતાના બખ્તરના ભારને લીધે જ ઊભો થઈ શકતો નહિ. કોઈ મદદ કરે ત્યારે ઊભો થઈ શકે. એટલે, કદાચ કોઈ યોદ્ધો શત્રુથી બચી શકે પણ પોતાના બખ્તરના ભારથી બચી શકતો નહિ.

ત્યાર પછી, નવયુગમાં (Renaissance) શરૂ થયેલી નવી યુદ્ધપ્રણાલિમાં બખ્તરનો બહિષ્કાર થયો. નૂતનવીર નેપોલિયન એમ માનતો કે, સાધન મોટી વાત નથી. શસ્ત્ર મોટી વાત નથી, પુરુષ મોટી વાત છે. તેથી જ તે આખા યુરોપનો પરાજય કરી શકયો. યુરોપના છેલ્લા યુદ્ધમાં પણ શસ્ત્રનો ભાર વધી ન જાય તેની ખાસ સંભાળ રખાતી. એક પક્ષ બીજા પક્ષને મારે છે, એટલે કે સાધનનો ભાર પુરુષને મારે છે એ સત્ય યુદ્ધમાં સમજાવા લાગ્યું છે. પરંતુ શિક્ષણમાં હજુ એ વાત સમજાઈ લાગતી નથી !

કાર્ડિનલ ન્યૂમેન શિક્ષણની બાબતમાં એક વિચારશીલ મનીષિ હતો. તેના સમયમાં શિક્ષણ વિષે એક ભારે કોયડો પૂછાતો. એક માણસ બધા વિષયોમાં શિક્ષણ લે તો તેનું શિક્ષણ છીછરું રહે છે. એક વિષયમાં વિશેષજ્ઞ થવાથી જ શિક્ષણ ઊંડું, ગભીર બને છે. એ વિશેષ જ્ઞાન

દ્વારા મનુષ્ય પોતાનો જીવનનિર્વાહ કરી શકે. અને નૂતન શાસ્ત્રરચના પણ કરી શકે. ધંધામાં જેમ કુંભાર કે સુથાર કે વણકર એમ એક જ ધંધો કરવાથી તે ધંધામાં કૌશલ આવે છે તેમ વિદ્યામાં પણ કોઈ એક વિદ્યા પ્રાપ્ત કરવાથી તેમાં ઊંડાણ આવે છે. લોકો એમ માનતા કે, ગણિત અને તેની શાખાઓમાં કે વિજ્ઞાન અને તેની શાખાઓમાં વિશેષજ્ઞ થવાની જરૂર છે. પરંતુ આ પ્રમાણે વિશેષજ્ઞ થવા જતાં આત્મશાસ્ત્રમાં મનુષ્યનો અનુભવ ઘણો સંકુચિત થઈ જતો. મનુષ્ય માત્ર કૂપમંડૂક જેવો બની જતો. વૈયાકરણી માત્ર વ્યાકરણ જાણે, ન્યાયશાસ્ત્રી માત્ર ન્યાય જાણે. તેને જગતની બીજી વાતની ખબર પડતી નહિ.

આથી પ્રશ્ન એ ઊઠયો કે, માનવબુદ્ધિને સઘળાં શાસ્ત્રોના અભ્યાસથી છીછરી રાખીને પણ સર્વતોમુખી કરવી કે તેને વિશેષજ્ઞ બનાવીને કૂપમંડૂક જેવી કરવી? કાર્ડિનલ ન્યૂમેને પ્રશ્ન કર્યો: "મનુષ્યને માટે શાસ્ત્ર છે કે શાસ્ત્રને માટે મનુષ્ય છે?" માત્ર શાસ્ત્રને ગભીર કરવા ખાતર મનુષ્યને વિશેષજ્ઞ બનાંવીને કૂપમડૂક કરવો તેના કરતાં તે સર્વદેશી બને, પછી ભલે તેનું જ્ઞાન જરા ઓછું ઊંડું હોય, તે ઇષ્ટ ગણાય. પણ તેમણે જણાવ્યું કે, આ બન્નેનો સમન્વય થાય તેવો કોઈ ઉપાય શોધવો ઉચિત છે.

મનુષ્ય કોઈ એક શાસ્ત્રમાં વિશેષજ્ઞ થાય, અને સાથે સાથે અન્ય શાસ્ત્રોનો સાધારણ પરિચય પામે. આ પ્રમાણે એક શાસ્ત્રમાં વિશેષજ્ઞ થવાથી તેનો જીવનનિર્વાહ ચાલે તેમ જ તે શાસ્ત્રમાં નવી શોધો થઈ શકે, અને બીજાં શાસ્ત્રોના

પરિચયથી તેની સર્વાંગી પૂર્ણતા થતી જાય. આથી કાર્ડિનલ ન્યૂમેને સાંપ્રદાયિક શિક્ષણશાળાને બદલે સર્વદેશીય વિદ્યાપીઠ સ્થાપી. એ વિદ્યાપીઠની પ્રતિષ્ઠા કરતી વખતે તેણે ઉપર પ્રમાણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો.

પૅરિસ વિદ્યાપીઠના પિતા ઍબેલાર્ડ (Abelard)નો પણ એવો જ આદર્શ હતો. તેના પહેલાં મધ્યયુગમાં પૅરેસેલ્સસ નામના એક પાગલ દાર્શનિકે પણ એવી જ વાત કરી હતી. ગ્રીક ફિલસુફ પ્લેટો પછી નિયોપ્લેટોનિક શાળાના સમયમાં પ્લોટિનસનું પણ એ જ મંતવ્ય હતું. પ્લેટો અને તેની પૂર્વના આચાર્યોએ પણ એ જ વાત કરી હતી. યુરોપ એ વાત ભૂલી ગયો ન હતો, પણ ઍબેલાર્ડે તે આદર્શને ફરીથી જાગ્રત કર્યો.

ભારતવર્ષના શિક્ષણના સાધકોને માટે પણ એ વાત નવી નથી. ખેડૂતનો ધંધો પણ એ જ રીતનો છે. તે ખેતરમાં એક સ્થળે ઊંડો ખાડો કરે છે કૂવો કરે છે, અને બાકીની જમીનને એકસરખી રીતે ખેડે છે. જો તે કૂવો કરીને બેસી રહે તો ન ચાલે. અને કૂવા વિના એકસરખું ખેડાણ કરે તો પણ ન ચાલે. બન્નેની જરૂર છે. તેવી રીતે શિક્ષણમાં એક વિષયમાં વિશેષજ્ઞ થવું જોઈએ અને બીજા વિષયોનો સામાન્ય પરિચય હોવો જોઈએ. જીવનનો કાળ મર્યાદિત છે, તેથી ઘણા રસિક વિષયો જાણવાના રહી ગયા એમ દુઃખ થાય. પણ બધા વિષયોનું થોડુંઘણું જ્ઞાન હોવાથી અંધતા તો ચાલી જ જાય. માટે સાધકોએ જીવનના જળનું પાન કરવા એક વિષયમાં તો ઊંડે ઊતરવું જોઈએ.

તે ગભીર જળનું સ્થાન શોધવામાં ગુરુએ શિષ્યને મદદ કરવી જોઈએ. ઘણા અનુભવને અંતે જ તે સ્થાનનો નિર્ણય કરી શકાય. માત્ર વ્યાકરણની કારિકાનાં નિયમિત પઠનથી તે થઈ શકે નહિ. શિષ્યની કયી ભૂમિમાં પાણીનાં ઊંડાં ઝરણુ છે તે ગુરુએ શોધી કાઢવું જોઈએ. ગુરુ માત્ર કૂપનું સ્થાન નક્કી કરે, અને શિષ્ય ગભીરતર જળનો સ્પર્શ કરે. કવચિત ગુરુનો કૂપ એક હોય, અને શિષ્યનો બીજો પણ હોય. ગુરુની સાધના જોઈને શિષ્ય પોતાના ક્ષેત્રમાં પણ એવી જ ગભીરતા પ્રાપ્ત કરે. પરંતુ શિષ્યે આત્મપ્રયાસ તો પોતે જ કરવો રહ્યો. તે સમયે શિષ્ય અને તેની સાધના એ બે જ હોય. ગુરુ સહાય કરવા જાય તો તે નિરર્થક બને. જેમ પુરોહિત વરકન્યાના હાથ મેળવી આપ્યા પછી તેમનાં ધર્મજીવન અને પ્રેમજીવનની શુદ્ધ સાધનામાં નિરુપયોગી છે તેમ ગુરુ પણ શિષ્યને ક્યાં સુધી સહાય આપે તેનો નિર્ણય થવો જોઈએ.*

* આસો વદ, ૬, મંગળ, ૧૯૮૨

## વ્યાખ્યાન ત્રીજું

જો યંત્ર પ્રધાન બનીને યંત્રીને નષ્ટ ન કરી દે તો યંત્રનાં ઘણાં પ્રયોજન છે. આ જે પુસ્તકોનો સર્વસંગ્રહ, જેને આપણે પુસ્તકાલય કહીએ છીએ, એ શિક્ષણને માટે કાંઈ જેવુંતેવું સાધન છે? ખરી રીતે તો એ એક સાર્વભૌમ સર્વકાલીન નગર છે. ત્યાં પૃથ્વીના બધા દેશના બધા કાળના જ્ઞાનીઓ, કવિઓ અને ઋષિઓ એક સાથે વાસો કરે છે. ત્યાં ગૌતમને અને વ્યાસને ભેગાં વસતાં કશો વિવાદ થતો નથી; વેદાંતની પાસે ન્યાય સમાન ભાવે રહે છે. ત્યાં મહમુદના કુરાનની સાથે હિંદુઓનો વેદ રહે છે, ચીનના મહાન કૉન્ફ્યૂશિયસના ગ્રંથની સાથે ખ્રિસ્તિઓનું બાઈબલ રહે છે. કોઈની સાથે કોઈનો વિરોધ નથી. કવિ રવીન્દ્રનાથ કહે છે કે, જેમ ગામના ચોકમાંથી ગમે તે રસ્તે જઈ શકાય, તેમ પુસ્તકાલય પણ ચોક જેવું છે, જ્યાંથી ચિંતનના ગમે તે માર્ગે જઈ શકાય છે. પુસ્તકાલયને આધારે આપણે જગતના પૂર્વકાલ તરફ પહોંચી શકીએ. આ પ્રમાણે ગ્રંથોનો સેતુ બાંધી શકાય. માનવની આવી ચિન્મયી મુક્તિ બીજે ક્યાં મળે? કોઈ પણ વ્યક્તિ જરા ય અડચણ સિવાય તે માર્ગે જઈ શકે છે.

પરંતુ યંત્રી જો સચેત ન રહે, ને પોતાનો પ્રાણસ્પર્શ ગૂમાવે તો આ જ પુસ્તકાલય તેને માટે ભારરૂપ થાય. પુસ્તકાલયની સહાયથી જેમ ઘણા સાધકો આગળ

ધપ્યા છે, તેમ તેના ભારતળે ઘણા પીસાઈ પણ ગયા છે, જેમ બખ્તરના ભારથી યોદ્ધાઓ મરી ગયા છે તેમ.

એક વખત ધાનના કોઠારમાંથી ધાન બહાર કાઢતાં તેમાંથી એક મરેલો ઊંદર નીકળ્યો. બાળકો તે જોઈને કિલ-કિલાટ કરવા લાગ્યાં. ત્યાં એક બાઉલ ઊભો હતો, તેણે રમુજથી કહ્યું: "અરે, એને જોઈને તમે હસશો નહિ. એ કાંઈ જેવું તેવું પ્રાણી નથી! અરે, એ તો જ્ઞાનના અને શાસ્ત્રના ભાર તળે પીસાઈ ગયેલો પંડિત છે! મહાપ્રાણની આશા સેવીને બિચારાએ શાસ્ત્રના ભંડારમાં પ્રવેશ કર્યો. ધીરે ધીરે શાસ્ત્રને પચાવી શકયો હોત તો ક્રમશઃ જ્ઞાન પ્રાપ્ત થાત, અને શકિતસંપન્ન પણ થઈ શકત. પણ થયું તેથી વિપરીત!"

જગતમાં પણ અનેક પંડિતો કોઠારમાં પીસાઈ ગયેલા એ ઊંદર જેવા છે, અને માનવસમાજ પણ ગતાનુગતિકભાવે તેમને અનુસરે છે. ત્યારે માનવસમાજની દુર્ગતિ કેમ ના થાય?

જેવું પુસ્તકાલય તેવું જ વિદ્યાલય છે. જો સાધક જીવંત હોય તો બધા વિષયો પણ જીવનથી ભર્યાભર્યા લાગે છે. સાધનને પ્રધાનપદ આપવાથી મૂળ સત્ય નષ્ટ થઈ જાય છે. અલબત્ત, મારે સાધન ઉપર કશો ક્રોધ નથી, પણ ભૂલવું ન જોઈએ કે, હમેશાં સાધન ગૌણ છે, સાધક પ્રધાન છે. પ્રાણ દેવો, પ્રાણનો સંચાર કરવો, પ્રાણનું રક્ષણ કરવું, —એ સાધના ઘણી કઠણ છે. એમ કરનારા ગુરુઓ પણ દુર્લભ હોય છે. જે મળે છે તે પ્રતિષ્ઠાના અને સાધનના ગુરુઓ

હોય છે. ખેતરની જમીન ગમે તેવી સારી હોય, તેમાં ખાતર ગમે તેટલું નાખો, પાણી ગમે તેટલું પાઓ, પણ જો બીજ જીવંત નહિ હોય તો કશું ઊગશે નહિ.

આપણું ફલલોભી કૃપણ મન સાધનાના ક્ષેત્રમાં નિશ્ચિત નકશા ( charts) માગે છે. પરંતુ નિશ્ચિતતાનો (Definitism) આ આડંબર અને તેની ઉપાસના પ્રાણ અને જીવનનું અવસાનક્ષેત્ર છે. ઈંટકાઠનો મૃતસ્તંભ, જીવનહીન સ્તૂપ, જેને આપણે મહેલ કે હવેલી કહીએ છીએ, તે મિસ્ત્રીના નિશ્ચિત નકશા પ્રમાણે ભલે થતો હોય, પરંતુ જીવંત વૃક્ષ, જીવતી લતા, પ્રાણવાન ફળ, એ ચારે બાજુની જીવન શક્તિના આવાહન પ્રમાણે સુસંગતપણે જીવનમાં પરિણમે છે. *

શું નદી કદી ખોદેલી નહેર કે કાંસની પેઠે વહે છે? જેઓ નદીને કાંસની પેઠે વહેવડાવવાનો પ્રયત્ન કરે છે, તેઓએ જાણવું જોઈએ કે જીવનને નકશાનો અણગમો છે, કંટાળો છે. નદી તો કાંસના પાણીને અવગણીને સ્વચ્છંદ માર્ગે વહે છે. ત્યારે શું જીવંત ધર્મ કે જીવંત માનવ વેદ કે શાસ્ત્રના વિધિનિષેધને માર્ગે ચાલી શકે? કદી પણ એ નિયત માર્ગનું અનુસરણ કરી શકે? માટે જ શાસ્ત્રનિયત માર્ગને અને જીવનને નિત્યનો વિરોધ છે.

વસ્તુઓને, સરસામાનને ગોઠવવો એ ગૃહિણીપણું છે; પણ એ ગોઠવણથી જો મૂળ સત્ય જકડાઈ જતું હોય તો ચાલે નહિ. સત્યની સાધનાના અધિપતિ શિવ છે, અને બધી પ્રકારની ગૃહવ્યવસ્થાની અધિષ્ઠાત્રી શક્તિ છે. પરંતુ

---

* नकशा हुकुम घरबार चले, वृक्ष चले निज लीला ॥

શક્તિ જ્યારે શિવને પગ નીચે ચાંપે ત્યારે તે પ્રલયંકરી કાલિકા મૂર્તિ બને છે અને શક્તિ જો શિવનો સંહાર કરે, એટલે કે ગૃહિણીપણું જ માત્ર પ્રધાન બની જાય, તો આપણા અંતરની ઉપયોગિતાની વૃત્તિ કશું ફળ આપી શકે નહિ.

હાલમાં યુરોપમાંથી આ સર્વ પ્રકારનો ઉપયોગિતાવાદ આવ્યો છે. તેથી અહીં શિવ રહેશે કે નહિ એ પ્રશ્ન થાય છે. યુરોપ શાક્ત છે. શિવનો ત્યાગ કરવાથી શક્તિ કેવી પ્રલયંકરી બને છે તેનો ત્યાં ધીમે ધીમે પરિચય થવા માંડયો છે. હાલમાં એક દેશ બીજાને આખોને આખો ગળી જવા ઇચ્છે છે. રાષ્ટ્રો પરસ્પર ભક્ષક બન્યાં છે. તેમનામાં એક પ્રકારનું પ્રચ્છન્નભાવે સંમિલિત નરભક્ષકત્વ (Group cannibalism) આવ્યું છે. અત્યારે યુરોપ પોતાની આ ભક્ષકવૃત્તિથી કંટાળીને શિવને ખોળવા મથી રહ્યું છે. તે સમજતું જાય છે કે શિવ સિવાય માત્ર શક્તિની ઉપાસનાથી કલ્યાણ નથી. પણ તેને શિવ જડતા નથી! યુરોપમાંથી આણેલો વ્યવસ્થાનો, ગોઠવણ શક્તિનો આ ભાવ મૂળ પ્રેરણાને એક કોરે મૂકીને પોતાનો ઉપદેશ દઈ રહ્યો છે. તેથી એ પોતાનાં આધાર માટે ઇતિહાસ કે પૂર્વવૃત્તાંતોને શોધે છે.

પરંતુ માત્ર ઇતિહાસ કે પૂર્વવૃત્તાંત (Precedent) કામનાં નથી. તેમની પ્રતિષ્ઠા ભૂતકાળમાં છે. ભૂત છે પ્રાણહીન. જીવંત માનવોમાં ભૂત એ ભયનો વિષય છે. કારણ કે ભૂતકાળ છે ચોક્કસ, સુદૃષ્ટ અને ભવિષ્યકાળ છે અનિશ્ચિત, અદૃષ્ટ. ભૂતકાળમાં છે કેવળ મૃત્યુ, ભય, નિરાશા.

ભવિષ્યમાં છે આશા, સંભાવ્યતા, શ્રદ્ધા, શક્યતા. તેથી જ નિશ્ચિતતા એ નિરાશાનું ક્ષેત્ર છે, અનિશ્ચિતતા આશાનું ક્ષેત્ર છે. સાધના એ ભૂતકાળના દાસને માટે નથી. દાસને માટે તો કોઈ સાધના હોઈ ન શકે.

વિધાતા પોતે છે સ્વયં મુક્ત પુરુષ. તે પોતાના સહાયક તરીકે મુક્ત સાધકને ઇચ્છે છે. તે કદી દાસોથી વીંટળાવા ઇચ્છતા નથી. જ્ઞાન મુકિતનો માર્ગ છે. જ્યારે મનુષ્ય જીવન અને મુકિતનો માર્ગ છોડીને જાય છે ત્યારે તે ઐશ્વર્ય, ઉપયોગિતા અને સાધનોના ભાર તળે દબાઈ જાય છે. જે આ ભાર તળે દબાય નહિ, પણ તે બધાંને વડે બૃહત થઈ શકે તે જ છે મુકત પુરુષ.

પેલો ઉંદર ધાનના ભાર તળે દબાઈ ગયો તેને બદલે જો તે પ્રતિદિન ધાન પચાવતો ગયો હોત તો તે તેની શકિતનું કારણ બનત. તેવી રીતે સાધક પણ જો જ્ઞાન કે સાધનને પચાવી શકે તો તેની શકિત વધે. આજે આપણે શાસ્ત્રભારથી દબાઈ ગયેલા કેટલાય શુષ્ક ઉંદરો જોઈએ છીએ! આપણાં વિદ્યાલયોમાં પણ આ જ દશા છે! તે બધાંને સજીવન કરનાર કોઈ ગુરુ છે?

સાચા ગુરુએ નિશ્ચિત ચીલાનું અનુસરણ છોડી દઈને દરેક શિશુમાં રહેલી પ્રાણધારાને પ્રવૃત્ત કરવી જોઈએ. શિશુના હૃદયરૂપી વિષ્ણુપદમાંથી ભગીરથની પેઠે શંખધ્વનિ કરીને તેની જીવનગંગાને મુકત કરતી જોઈએ, વહેતી કરવી જોઈએ. પ્રત્યેક હૃદયમાં ભગવાનનાં ચરણ છે, કારણ કે સર્વ હૃદયમાં તેઓ અધિષ્ઠિત છે. એ વિષ્ણુપદમાંથી

જો ગંગા વહેતી થાય તો સગરના જે અનેક પુત્રો મરી ગયા છે તે ભસ્મમાંથી નવજીવન પ્રાપ્ત કરે. ગુરુએ પોતાને અનુસરનારા ગુલામોનું લશ્કર ઊભું કરવાનું નથી, પરંતુ નવી સૃષ્ટિ રચનારા બ્રહ્મા ઘડવાના છે. તેણે હરેક શિષ્યને તેને ઉપયુક્ત સૃષ્ટિનો સર્જનહાર બનાવવાનો છે, તેના અંતરમાં સુપ્ત સર્જક બ્રહ્માને જાગ્રત કરવાનો છે. બ્રહ્મ હરેકના હૃદયમાં છે. પરંતુ તે નિદ્રિત છે, અપ્રગટ છે. દીક્ષાદાતા સદ્‌ગુરૂએ તેને જાગ્રત કરવાના છે. યોગવાસિષ્ઠ ગુરુની શિક્ષાના સંબંધમાં જણાવે છે—

> यथा चित्रकृदन्तःस्था निर्देहा भाति पुत्रिका ।
> तथैव भासते ब्रह्म चिदाकाशाच्छरंजनम् ॥

(ઉત્પત્તિ પ્રકરણ, સર્ગ ૨ જો)

ટીકા: चिदाकाशस्य अच्छम् स्वच्छम् यद् रंजनम्
प्रतिबिंबग्राहकम् यद् मनः तद् ब्रह्म ।

આનો ભાવાર્થ એ છે કે, જેમ ચિત્ર કરનારના મનમાં દેહ વિનાની પૂતળી એટલે ચિત્રનો વિષય રહેલો હોય છે તેમ ચિદાકાશનું સ્વચ્છ પ્રતિબિંબ ગ્રહણ કરનારના મનમાં પણ બ્રહ્મ જ ભાસમાન રહેલ છે.

બ્રહ્મ કોઈ એક પ્રતિષ્ઠિત મૂર્તિ નથી. ગ્રીક ફિલસૂફ કહે છે કે સમસ્ત સૃષ્ટિના મૂળમાં ભાવ (idea) રહેલો છે. આપણું યોગવાસિષ્ઠ કહે છે કે મનની અંદર જે ભાવ રહેલો છે તે જ બ્રહ્મ છે. તે સર્જન કરે છે. કલાકારના હૃદયમાં જે ભાવ છે તે કલાકારનું બ્રહ્મ છે, કવિના હૃદયમાં

જે ભાવ છે તે કવિનું બ્રહ્મ છે. વળી યોગવાસિષ્ઠ જણાવે છે :

चिद्व्योम केवलमनन्तमनादि मध्यं
ब्रह्मेति भाति निजचित्तवशात्स्वयंभूः ।
आकारवानिव पुमानिव वस्तुतस्तु
वन्ध्यातनुज इव तस्य तु नास्ति देहः ॥

( ઉત્પત્તિ પ્રકરણ, સર્ગ ૨–૫૬ )

હરેક સાધક, હરેક કળાકાર, હરેક ચિંતાશીલ મનુષ્યના હૃદયમાં તે અનાદિ અનંત બ્રહ્મ વિરાજમાન છે. તે પોતાની ચિન્મય શકિતથી પૂર્ણ છે. તેને આકારવાળા મનુષ્યની પેઠે દેહ નથી, જેમ વંધ્યાને પુત્ર નથી તેમ. અને તે છતાં ય તે હરેકના હૃદયમાં વિરાજેલ છે. આ બ્રહ્માની સૃષ્ટિ અને આ વિશ્વબ્રહ્માંડના બ્રહ્માની સૃષ્ટિ એક જ છે.

ઐતરેય બ્રાહ્મણમાં છે કે આ જે વિશ્વજગત છે તે દેવાનાં देवशिल्पं अस्य अनुकृतिरिह लोके,—

છે. કાંસુ, સુવર્ણ, અને હાથીદાંતથી કારીગર અનેક પ્રકારની જે મૂર્તિઓ ઘડે છે, તે મહાશિલ્પનું અનુકરણ છે.*

એ સર્વ શિલ્પરચનામાં જ તે દેવશિલ્પનું યથાર્થ સ્તવગાન ચાલ્યું છે. તે શિલ્પની અનુપ્રેરણામાં જ આ માનવ-

* ॐ शिल्पानि शंसन्ति देवशिल्पानि ।
एतेषां वै शिल्पानां अनुकृतीह शिल्पं अधिगम्यते ॥
शिल्पं हास्मिन्नधिगम्यते य एवं वेद यदेव शिल्पानी ॥३॥
आत्मसंस्कृतिर्वाव शिल्पानि । छन्दोमयं वा एतै
यजमान आत्मानं संस्कुरुते ॥ (ઐ. બ્રા. ૬, ૫, ૧...)

લોકમાં સર્વ શિલ્પ અધિગત થાય છે. જેઓ આ શિલ્પનું રહસ્ય જાણે છે, તેઓ તેનો યથાર્થ મર્મ પણ પામે છે. શિલ્પની સાધનાનો ઉદ્દેશ જ આત્મસંસ્કૃતિ છે. શિલ્પ-યજ્ઞનો યજમાન જે શિલ્પી છે તે આથી પોતાના આત્માને છંદોમય બનાવે છે.

આપણા યોગીઓ પણ કહે છે કે આ જે બ્રહ્મની સૃષ્ટિ છે તે બાળકોનો ખેલ છે, એક લીલા છે.

इह सरजसि मार्गे निर्विशेषो विधाता
  ह्यगणितगुणदोषो हेतुशून्यत्वमुग्धः ।
सरभस इव बालः क्रीडितः पांसुपूरै-
  रिह हि लिखति किंचित् तच्च भूयः प्रमार्ष्टि ॥

એ ઉદ્દેશહીન વિધાતા શિશુની જેમ સૃષ્ટિની રચનાનો ખેલ કરે છે. એટલા માટે જ તત્ત્વવાદી દાર્શનિકો વિચાર કરી-કરીને હેરાન થાય છે કે આ સૃષ્ટિ સત્ય છે કે મિથ્યા. આ તો છે આનંદની લીલા. તેને સત્ય માનો તો તે સત્ય છે, માયા માનો તો માયા છે. ખેલવામાં તમે જો હિસાબી બુદ્ધિથી ખેલશો તો ખેલનો ખરો આનંદ નહિ રહે, કારણ કે હિસાબી બુદ્ધિ હિસાબ વિના કાંઈ જ જાણતી નથી. તે માત્ર વિચારે છે: પોતાનાં સંતાન ઉપર સ્નેહ રાખવાથી કેમ પૈસા કમાવાય, સ્ત્રીની સાથે વાતો કરતાં પણ મનમાં વિચારે છે કે એટલા સમયમાં કેટલા રૂપિયા કમાઈ શકાત. આ જાતનો મનુષ્ય જેમાં પોતે લુબ્ધ છે તે રીતે જ બધું દેખે છે.

મારો એક કસરતી મિત્ર હતો. તેણે પરણ્યા પછી સ્ત્રીને પ્રથમ વાર મળતાં જ પૂછ્યું: "તું પંજા લડાવી કેટ

છે?" પત્નીએ કહ્યું: "ના." "કુસ્તી લડી શકે છે?" "ના." "લાઠી ફેરવી શકે છે?" "ના." પછી મને કહેવા લાગ્યો: "ઠાકુરદા! એની સાથે તે કેવી રીતે વાત કરવી?" તે વિચારતો હતો કે જગતમાં કુસ્તી, લાઠી સિવાય બીજું કાંઈ જાણવા જેવું છે જ નહિ!

વિધાતાની વિશ્વસૃષ્ટિ ઉદ્દેશહીન મુક્ત આનંદની સૃષ્ટિ છે. એ આનંદ કોઈ પણ ઉદ્દેશ દ્વારા બદ્ધ નથી. તે મુક્ત છે, માટે જ આ જગત આટલું સુંદર છે, આ જીવન પ્રેમ અને સૌન્દર્યથી ભરેલું છે. જો વિધાતાએ યક્ષની માફક લોભ કરીને સૃષ્ટિ રચી હોત તો તે આટલી સુંદર ન હોત. તે માત્ર કુત્સિત અને ઐશ્વર્યનાં બંધનથી બદ્ધ હોત.

જેમ વિશ્વસૃષ્ટિ છે, તેમ આ શિક્ષણનું જીવન પણ એક ચિન્મય સૃષ્ટિ છે. શિક્ષણના બ્રહ્માએ પણ શિશુહૃદયમાં વિરાજીને કાર્ય કરવાનું છે. તે પણ એક સર્જક છે. જો ગુરુ શિશુમાં રહેલા બ્રહ્માને જાગ્રત ન કરે તો કેવળ યંત્ર દ્વારા, પદ્ધતિ દ્વારા શિશુના જીવનમાં રહેલ શૂદ્ર દાસ સંચાલિત થાય. પરિણામે તેની મુકિતનો માર્ગ રૂંધાય. જે યોગીઓએ સત્યને પ્રત્યક્ષ અનુભવ્યું છે તેઓ બ્રહ્માને નિત્યશિશુ કહે છે. વિશ્વસ્રષ્ટા આ વિશ્વમાં એક શાશ્વત શિશુની જેમ ખેલી રહ્યો છે. તેથી કરીને જ આ વિશ્વ કોઈ ઉદ્દેશના ભારથી કે નિશ્ચિત માર્ગની જકડથી જકડાઈ ગયેલું જણાતું નથી.

જીવનના સંચાર માટે હમેશાં કોમળતાની જરૂર છે. બી પત્થરમાં અંકુરે નહિ, તેને માટે જોઈએ કોમળ કાદવ. ખેતરમાં પત્થરો નાખવાથી શકિતનો સંચાર થાય નહિ,

તેને માટે પાણી જોઈએ. કુંભારને ઘડો ઘડતી વખતે સૂકી માટી નથી કામ આવતી, તેને પાણીમાં પલાળીને પોચી કરવી પડે છે. જ્યાં બીજારોપણ કરવાનું હોય, ત્યાં કોમળતા આવશ્યક છે.

આ વિશ્વના મૂળમાં પણ એ કોમળતા, એ તાજગી છે. ધર્મજીવનમાં પણ સાધકના ચિત્તમાં આવી જ સુકોમળતા જોઈએ. માટે જ બધા ધર્મગુરુઓ કહે છે કે શિશુના જેવા થાઓ. શિશુ જેવો નવજીવનનો, નવજ્ઞાનનો અધિકારી છે તેવા અધિકારી થાઓ. વૃદ્ધોને પણ આવો જ ઉપદેશ દેવામાં આવે છે. એટલા માટે આપણા ધર્માચાર્યો પણ નૂતન જન્મ દઈને દ્વિજ કરે છે.

પણ આપણા હાલના શિક્ષણના ગુરુઓ તો શિશુઓને વૃદ્ધ થવાનું કહે છે! માટીને ભાંગી તેની અમુક ચોકઠામાં ઇંટ બનાવી તેને અગ્નિમાં પકવીએ, તો પછી તેમાંથી બીજ ઊગે ખરું, વારુ? આપણા ગુરુઓ પણ બાળકોને ચોકઠામાં નાખી શિક્ષણપદ્ધતિની ભઠ્ઠીમાં તેમને પકવવા માગે છે. તેમ કરવા જતાં તેમનામાં રહેલાં બીજ બળી જાય છે. આપણા દેશમાં આવા ઘણાય બાલવૃદ્ધો ફલલોભથી પ્રેરાઈને પરીક્ષા પાસ કરવા ભણે છે. તેમનામાં નથી કોઈ પ્રેરણાની સંભાવના, કે નથી કોઈ મહાન વાતમાં શ્રદ્ધા. કોઈ એક પદ્ધતિના અગ્નિમાં શેકાઈને પરીક્ષાના ચોકઠામાંથી પસાર થઈ પાકી સુંદર ઇંટ જેવા જણાય છે! બિચારા, પેલા ઉંદરની દશા ભોગવે છે!

શિશુ જો યથાર્થ શિશુ રહે તો બ્રહ્માનો સમાનધર્મી બની શકે. બાઉલનું એક ગાન છે :

છે ?" પત્નીએ કહ્યું : "ના." "કુસ્તી લડી શકે છે ?" "ના." "લાઠી ફેરવી શકે છે ?" "ના." પછી મને કહેવા લાગ્યો : "ઠાકુરદા ! એની સાથે તે કેવી રીતે વાત કરવી ?" તે વિચારતો હતો કે જગતમાં કુસ્તી, લાઠી સિવાય બીજું કાંઈ જાણવા જેવું છે જ નહિ !

વિધાતાની વિશ્વસૃષ્ટિ ઉદ્દેશહીન મુક્ત આનંદની સૃષ્ટિ છે. એ આનંદ કોઈ પણ ઉદ્દેશ દ્વારા બદ્ધ નથી. તે મુક્ત છે, માટે જ આ જગત આટલું સુંદર છે, આ જીવન પ્રેમ અને સૌન્દર્યથી ભરેલું છે. જો વિધાતાએ યક્ષની માફક લોભ કરીને સૃષ્ટિ રચી હોત તો તે આટલી સુંદર ન હોત. તે માત્ર કુત્સિત અને ઐશ્વર્યનાં બંધનથી બદ્ધ હોત.

જેમ વિશ્વસૃષ્ટિ છે, તેમ આ શિક્ષણનું જીવન પણ એક ચિન્મય સૃષ્ટિ છે. શિક્ષણના બ્રહ્માએ પણ શિશુહૃદયમાં વિરાજીને કાર્ય કરવાનું છે. તે પણ એક સર્જક છે. જો ગુરુ શિશુમાં રહેલા બ્રહ્માને જાગ્રત ન કરે તો કેવળ યંત્ર દ્વારા, પદ્ધતિ દ્વારા શિશુના જીવનમાં રહેલ શૂદ્ર દાસ સંચાલિત થાય. પરિણામે તેની મુકિતનો માર્ગ રુંધાય. જે યોગીઓએ સત્યને પ્રત્યક્ષ અનુભવ્યું છે તેઓ બ્રહ્માને નિત્યશિશુ કહે છે. વિશ્વસ્રષ્ટા આ વિશ્વમાં એક શાશ્વત શિશુની જેમ ખેલી રહ્યો છે. તેથી કરીને જ આ વિશ્વ કોઈ ઉદ્દેશના ભારથી કે નિશ્ચિત માર્ગની જકડથી જડડાઈ ગયેલું જણાતું નથી.

જીવનના સંચાર માટે હમેશાં કોમળતાની જરૂર છે. બી પત્થરમાં અંકુરે નહિ, તેને માટે જોઈએ કોમળ કાદવ. ખેતરમાં પત્થરો નાખવાથી શકિતનો સંચાર થાય નહિ,

તેને માટે પાણી જોઈએ. કુંભારને ઘડો ઘડતી વખતે સૂકી માટી નથી કામ આવતી, તેને પાણીમાં પલાળીને પોચી કરવી પડે છે. જ્યાં બીજારોપણ કરવાનું હોય, ત્યાં કોમળતા આવશ્યક છે.

આ વિશ્વના મૂળમાં પણ એ કોમળતા, એ તાજગી છે. ધર્મજીવનમાં પણ સાધકના ચિત્તમાં આવી જ સુકોમળતા જોઈએ. માટે જ બધા ધર્મગુરુઓ કહે છે કે શિશુના જેવા થાઓ. શિશુ જેવો નવજીવનનો, નવજ્ઞાનનો અધિકારી છે તેવા અધિકારી થાઓ. વૃદ્ધોને પણ આવો જ ઉપદેશ દેવામાં આવે છે. એટલા માટે આપણા ધર્માચાર્યો પણ નૂતન જન્મ દઈને દ્વિજ કરે છે.

પણ આપણા હાલના શિક્ષણના ગુરુઓ તો શિશુઓને વૃદ્ધ થવાનું કહે છે! માટીને ભાંગી તેની અમુક ચોકઠામાં ઈંટ બનાવી તેને અગ્નિમાં પકવીએ, તો પછી તેમાંથી બીજ ઊગે ખરું, વારુ? આપણા ગુરુઓ પણ બાળકોને ચોકઠામાં નાખી શિક્ષણપદ્ધતિની ભઠ્ઠીમાં તેમને પકવવા માગે છે. તેમ કરવા જતાં તેમનામાં રહેલાં બીજ બળી જાય છે. આપણા દેશમાં આવા ઘણા ય બાલવૃદ્ધો ફલલોભથી પ્રેરાઈને પરીક્ષા પાસ કરવા ભણે છે. તેમનામાં નથી કોઈ પ્રેરણાની સંભાવના, કે નથી કોઈ મહાન વાતમાં શ્રદ્ધા. કોઈ એક પદ્ધતિના અગ્નિમાં શેકાઈને પરીક્ષાના ચોકઠામાંથી પસાર થઈ પાકી સુંદર ઈંટ જેવા જણાય છે! બિચારા, પેલા ઉંદરની દશા ભોગવે છે!

શિશુ જો યથાર્થ શિશુ રહે તો બ્રહ્માનો સમાનધર્મી બની શકે. બાઉલનું એક ગાન છે :

निठुर गरजी,
तुइ कि मानुष * -मुकुल भाजबि आगुने ?
तुइ फुल फुटाबि, बास छुटाबि सबुर बिहुने ॥
देख्ना आमार परमगुरु साँइ,
से जुगजुगान्ते फुटाय मुकुल
( ता'र ) ताडाहुडा नाइ ।
तोर लोभ प्रचण्ड, ताइ भरसा दण्ड,
पर आछे कोन उपाय ?
कय से मदन, शोन् निबेदन
दिस ना बेदन श्री गुरुर मने;
ताँर सहजधारा आपनहारा, ताँर बाणी शोने,
रे निठुर गरजी ॥

(અર્થ : હે નિષ્ઠુર ગરજવાન, શું તું માનવ (કે માનસ) મુકુલને દેવતામાં શેકીશ ? શું તું સબૂર વિહોણો થઈને ફુલ ફુટાવીશ, વાસ પ્રગટાવીશ ? જો તો ખરો, મારા પરમ ગુરુ સ્વામી એક કળીને વિકસાવવાને યુગોના યુગ લે છે. તેમને તો જરા ય ઉતાવળ નથી ! તારો લોભ પ્રચંડ છે, એટલે જ તારે દંડ (સમયના અર્થમાં તેમજ શિક્ષાના અર્થમાં) વિના બીજો ઉપાય નથી. આનો શો ઉપાય ?

મદન કહે છે : મારું આટલું નિવેદન સાંભળો. શ્રી ગુરુના મનને દુઃખ દેશો નહિ. તેમની જે સહજ ધારા છે, તેમાંથી પ્રગટતી જે વાણી છે, તે સાંભળીને તારી જાતને સમર્પણ કર, અરે હે ગરજવાન!)

* मानस ( પાઠાંતર )

જે અંતરના બ્રહ્મને જાગ્રત કરે, ગુલામીના બંધનમાંથી મુક્તિ આપે, તે જ ખરા ગુરુ છે. જેવી રીતે ગરુડે સ્વર્ગમાંથી અમૃત આણીને માતા વિનતાને દાસત્વમાંથી મુક્ત કર્યાં, તેવી રીતે ઉદ્દેશના બંધનની ગુલામીમાંથી, ઉપયોગિતાની ગુલામીમાંથી, લોભની ગુલામીમાંથી આપણને મુક્ત કરનાર ગુરુ મળવા જોઈએ. આજે જે ગુરુઓ માત્ર પદ્ધતિને જ પ્રધાન ગણે છે, તેઓ લોભી થઇને પોતાના ઉદ્દેશરૂપી બંધન વડે આપણી માતાને દાસત્વમાં નાખે છે, જે ચિન્મયી પરાવિદ્યા છે તેને ઉપયોગિતાની દાસી બનાવે છે. તેને ધન, સત્તા, સુખ, સૌભાગ્ય, વૈભવને માટે ઘરેણે મૂકે છે. તેથી જ જે વિદ્યા આપણને મુક્તિ આપનારી છે, તે અત્યારે આપણને દાસ બનાવી રહી છે.

ઘરમાં આગ લાગી છે. સમુદ્રમાંથી જળ લાવીને તે હોલવી શકાય. પણ ત્યાંય આગ લાગી છે. કોણ હોલવશે એ આગ ?

બધાંય બંધનનો અંત જ્ઞાન છે. એ જ્ઞાન જ જો બદ્ધ થઈ ગયું છે, તો તેને કોણ મુક્ત કરશે ? આપણી જનેતાને આપણે દાસી બનાવી, તો આપણ જેવા ઉપયોગિતાવાદી, આપણા જેવા લોભી, આપણ જેવા દાસ બીજા કોને ગણવા ? એ જનનીનાં બંધનમાંથી મુક્ત થવાની જે દીક્ષા દઈ શકે તે ગુરુ અને ભાવિયુગના આચાર્ય પણ તે જ ગણાય.×

× આસો વદ ૬, સં. ૧૯૮૨, મંગળવાર, મધ્યાહ્ન

## વ્યાખ્યાન ચોથું

ગ્રીસમાં વિદ્યા વ્યકિતની ખાનગી સંપત્તિ ગણાતી, ભારતવર્ષમાં વિદ્યા એ એક સાર્વજનિક સાધના હતી. ગ્રીસમાં વિદ્યા મૂલ્ય આપીને ખરીદી શકાતી. કોઈ કોઈવાર એ મૂલ્ય એટલું મોટું થતું કે સાધારણ માણસ વિદ્યા ખરીદવાને અશકત બનતો. અત્યારના પાંચ કે દશ હજાર રૂપિયા જેટલું દ્રવ્ય ગુરુને આપવું પડતું. ભારતવર્ષમાં પણ ગુરુને દક્ષિણા આપવાનો રિવાજ હતો, પરંતુ તે દક્ષિણા શિષ્યની ઇચ્છા અને શકિત ઉપર આધાર રાખતી. દક્ષિણા એ વાસ્તવિક રીતે મૂલ્ય નથી. વિદ્યા એ જ્ઞાનનો એક યજ્ઞ છે, અને યજ્ઞ દક્ષિણા વિના હોઈ શકે નહિ, એટલે કે દક્ષિણા કેવળ શ્રદ્ધાનું એક ચિહ્ન છે. યજ્ઞ પૂરો થતાં યજમાન પોતાની શકિત અનુસાર એક રૂપિયો કે એક ફળ કે એકાદ વસ્ત્ર આપે તો ય ચાલે. શિષ્યોએ સહસ્ર સુવર્ણ અને સહસ્ર ગાયો દક્ષિણા રૂપે આપ્યાં છે. પરંતુ વિદ્યા વેચાતી નહિ. ગ્રીસમાં વિદ્યા વેચાતી અને તેથી જ વિદ્યાવાન વ્યકિત બુદ્ધિમાન હોય તો તેને માટે તે વેપારનું સાધન થતી. ભારતમાં વિદ્યા કોઈનું વ્યકિતગત વિત્ત ન હતું; પરિણામે ગુરુની પાસે પ્રાર્થતાં જ તે મળતી.

ગ્રીસમાં ગુરુ વિદ્યાર્થી પાસે ટૅલેન્ટ્સ (talents) માગતા. આ શબ્દનો હાલમાં બુદ્ધિ એવો અર્થ થાય છે, પણ તે વખતે તે એક સોનાનો પિંડ હતો. હિંદમાં શિષ્ય

તરફથી પાત્રતા અને અધિકારની અપેક્ષા રખાતી, પરંતુ માત્ર પૈસાને અભાવે કોઈ વિદ્યાર્થી વંચિત રહેતું નહિ.

શિક્ષણના સમય દરમિયાન પિતાનો પુત્ર ઉપર લાલનપાલનનો હક રહેતો નહિ, કારણ કે શિક્ષણના કામમાં તે સમસ્ત માનવસમાજને માટે સાધના કરે છે, એમ ગણાતું. ગમે તે વિદ્યાર્થી ગમે તે ગૃહસ્થને ત્યાં 'भवति भिक्षान्देहि' કહે એટલે તેને ભિક્ષા મળતી. ભિક્ષાનો અર્થ અહીં યાચકવૃત્તિ નથી, પરંતુ ગૃહસ્થના અન્નમાં બ્રહ્મચારી ભાગીદાર ગણાતો, એ જાતનો અર્થ છે. બીજી બાજુથી કોઈ કૃપણ કે જડબુદ્ધિ ગૃહસ્થનો અન્નભંડાર આ રીતે સાર્થક પણ થતો.

આ રીતે અહીં વિદ્યાધન એ સાર્વજનિક તપસ્યાધન હતું. બધાંયનો એ પ્રાણ હતું. જેમ તેજ વાયુ વગેરે ખરીદાતાં નથી, તેમ વિદ્યા પણ ગણાતી. કોઈ પણ મૂલ્યથી તે અતીત હતી, તેથી જ તે અમૂલ્ય ગણાતી. ગ્રીસમાં તે ખરીદી શકાય તેમ હોવાથી તેને ગુપ્ત રાખી શકાતી; પરંતુ હિંદમાં ગુરુઓને માટે વિદ્યાદાન કરવું નહિ એ મોટો અપરાધ ગણાતો. એ અપરાધનું નામ 'બ્રહ્મઘાત' હતું, કારણ કે તેમાં અંતસ્થ બ્રહ્મનો ઘાત થતો.

વેદના આરંભકાળમાં બ્રહ્મચર્ય વગેરે પૂર્ણપણે વિકાસ પામ્યાં ન હતાં. તે વખતે ઋષિ તપસ્યા કરીને અંતરમાં પ્રેરણાજ્યોતિ અનુભવીને જેમ આકાશમાંથી વર્ષા આવે છે અને પૃથ્વીને ભીંજવે છે, તેમ કોઈ એક મહાન સત્ય ઉચ્ચારતા. પણ જેમ વરસાદની આકાશવૃત્તિ ઉપર માત્ર આધાર ન રાખતાં લોકોએ પાછળથી કૂવા તળાવ વગેરેની

યોજના કરી, તેમ શિક્ષણમાં પણ થયું. ઋષિઓ શિષ્યના હૃદયને સંસ્કારી કરીને સરોવર જેવું સ્વચ્છ બનાવતા. તેમાંથી જ્ઞાનકમળો ફૂટતાં. આ શિષ્યો, જ્ઞાનાર્થીઓ, જ્યારે ગુરુની નિકટમાં રહેવા લાગ્યા, ત્યારે બ્રહ્મચર્યાશ્રમની શરૂઆત થઈ. એ તીર્થ, એટલે કે એ જ્ઞાનતીર્થ, એક વિદ્યાયતન બન્યું. એ વિદ્યાયતનને માટે કોઈ ઇમારતની જરૂર ન હતી. એક બાઉલગાનનો અર્થ છે કે એક જળપૂર્ણ સરોવરને ઘાટ નથી, છતાં તે તરસને છીપાવી શકે છે; બીજું એક સોનાના ઘાટવાળું સરોવર છે, પણ તેમાં જળ નથી. બાઉલ કહે છે કે મને તરસ લાગવાથી સોનાના ઘાટવાળા સરોવરે ગયો પણ અંતરની પિપાસાના દાહથી તેમજ સોનાના દાહથી બળવા લાગ્યો. તાત્પર્ય એ છે કે માનસતીર્થની રચના વિનાની કેવળ બાહ્યપ્રતિષ્ઠા જીવન દેતી નથી; ઊલટી, એ બેવડી શક્તિથી મારે છે.

ઋષિઓ જાણતા હતા કે જ્ઞાન આપણા અંતરનો પ્રાણ છે. કોઈ પણ બાહ્ય વસ્તુથી તે ઉચ્ચતર છે. એવા પ્રાણને ઉપયુક્ત ભૂમિ પણ પ્રાણમય જોઈયે. તેથી તેઓ માનતા કે તેની યથાર્થ પ્રતિષ્ઠા નગરમાં કે ગામમાં નહિ, પરંતુ ઉદ્યાનમાં, ઉપવનમાં કે અરણ્યમાં થઈ શકે. જ્યાં ઇમારતના જડ ઢગ ન હોય, જ્યાં માનવસમાજના મિથ્યા આચાર ન હોય એવા પ્રકૃતિના સૌન્દર્યની વચ્ચે, વનસ્પતિની સ્થિર તપસ્યા તળે, નદીને કિનારે, પંખીઓના કલરવમાં એ જ્ઞાનતીર્થની પ્રતિષ્ઠા થાય. તે વખતના રાજા મહારાજાઓ પણ પોતાના રાજમહેલ છોડીને અંતરની

તૃષા છીપાવવા ત્યાં જતા. તેઓ જાણતા હતા કે ગમે તેવા સંગેમરમરના હોજથી એ તૃષા છીપવાની નથી. એ વખતે જેમ આજે ગીતાની પૉકેટ ઍડિશન છે, તેમ રાજધાનીની ક્ષુદ્ર ઍડિશનવાળા આશ્રમો ન હતા!

પરંતુ આ પરથી એમ ન માનશો કે ગુરુઓ સમાજનો બહાર રહેતા, તેમનામાં માનવ માટે મહાભાવ ન હતો. ગુરુઓ શિષ્યમંડળી સાથે તીર્થયાત્રા વગેરેના નિમિત્તે સમાજમાં, જનપદમાં કે નગરમાં પરિભ્રમણ કરતા; અને સમાજ પણ છાત્રો સહિત ગુરુને પ્રસંગે પ્રસંગે આમંત્રતો. આથી સમાજને ઉચ્ચ વાતાવરણનો સંપર્ક રહેતો. આ રીતે ક્રમશઃ બ્રહ્મચર્ય આશ્રમનો વિકાસ થયો.

જે નદી ભાવિમાં લોકકલ્યાણ કરવાની છે, તેની પ્રથમ ઉત્પત્તિ પર્વતની કોઇ દુર્ગમ તુષારભૂમિમાં જણાશે. ત્યાં પ્રથમ એક પરિપૂર્ણ હ્રદ હોય છે. પછી તેમાંથી, તે માનસસરોવરમાંથી, ગંગા, યમુના, સિંધુ અને બ્રહ્મપુત્રા ચારે દિશામાં પ્રવર્તે છે. આથી સંસાર કાંઈ દુઃખ નથી કરતો કે શાથી નદીઓનું આ ઉત્પત્તિસ્થાન દુર્ગમ એકાંત પ્રદેશમાં છે!

જે સત્ય ઋષિઓ પ્રેરણા દ્વારા પામતા, તે શાશ્વત સત્ય મેળવવા શિષ્યો ઋષિઓની આસપાસ એક સત્યનું સરોવર રચતા. ઉપનયન સંસ્કારમાં મંત્ર છે કે आयन्तु सर्वतः सर्वे स्वाहा, એટલે કે સર્વ સ્થાનેથી હવે બ્રહ્મચારીઓ, જેમ સમુદ્રમાં ચારે દિશામાંથી નદીઓ આવે છે તેમ આવો. ગુરુરૂપી સમુદ્રને મળવાથી શિષ્યોરૂપી સરો-

વરનું જળ હમેશાં સ્વચ્છ અને અખૂટ રહ્યાં કરે છે. પરિણામે સત્ય કોઈ એક સ્થળનું કે કાળનું ન રહેતાં નિત્ય કાળનું, નિત્ય સ્થળનું બને છે.

ત્યાર પછી આપણા સમાજમાં ધીરે ધીરે ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા શરૂ થવા પામી. અહીં હું જે કાંઈ કહીશ તે આ વ્યવસ્થાના બચાવ ખાતર નહિ, પણ જે મને ઐતિહાસિક સત્ય લાગે છે તે રજૂ કરવા ખાતર કહીશ. દરેક દેશમાં તેના પ્રયોજનના અને સાધનાના પ્રમાણે તેના સમાજનો વિકાસ થાય છે. આપણા દેશમાં શૂદ્ર નામે વર્ણ છે. યુરોપીય પ્રજાએ અમેરિકા, ઑસ્ટ્રેલિયા વગેરે દેશોમાં જઈને ત્યાંની અસલ જાતોને ખતમ ન કરી, પણ તેમની સાથે વાસ કર્યો. હાલમાં યુરોપીય પ્રજા સંસ્થાનોની અસલ પ્રજાનો નાશ કરતી નથી, કારણ કે તેમની મજૂરીથી સામ્રાજ્ય સમૃદ્ધ થાય છે. પણ તેમની સાથે તેઓ વસતા નથી.

આર્યોએ પ્રાચીન જાતિઓનો નાશ ન કર્યો, પણ તેઓ તેમની સાથે વસ્યા. તે વખતે આર્યપૂર્વ દ્રાવિડ અને તેથી યે પૂર્વની કોઈ એક અતિપ્રાચીન સંસ્કૃતિ હતી. જેઓ તે સમયની સભ્યતાને સમગ્રભાવે જુવે છે તેઓને જણાય છે કે દ્રાવિડસંસ્કૃતિ આર્યસંસ્કૃતિથી ઊતરતી ન હતી, બલ્કે, કોઈ કોઈ વિષયમાં ચઢિયાતી પણ હતી. તેટલા જ માટે આર્યોએ શૂદ્ર જાતિને બળાત્કારથી પોતાની શિક્ષણ-વ્યવસ્થામાં આણી નહિ. અને તે જાતિએ અંદર આવવાની ના પણ કહેલી તે ભારતવર્ષનું એક સૌભાગ્ય છે. કારણ કે મધ્યયુગમાં શૈવદર્શન, શાક્તદર્શન, અને યોગના જે કેટલાક

અંશો અસ્તિત્વમાં આવ્યા તે વેદ સમયથી પૂર્વની સંસ્કૃતિના મિશ્રણથી થયા છે. જો એ આર્યોએ પોતાની પહેલાંની સંસ્કૃતિને નષ્ટ કરી હોત તો બુદ્ધ, જિન કે લોકાયતિક મહાપુરુષોની પ્રાપ્તિ થઈ હોત નહિ. આપણે કેવળ યજ્ઞયાગ કરનારા અને ઉપનિષદના મંત્રના દ્રષ્ટાઓને જ મેળવી શક્યા હોત.

આપણે જોઈએ છીએ કે બુદ્ધે જે સત્યનો પ્રચાર કર્યો છે તે વેદમાં ન હોવા છતાં ઉપનિષદ વગેરેમાં પૂરેપૂરો છે. જન્માંતરવાદ, કર્મવાદ એ યજ્ઞયાગમાં નથી. આપણે જોઈએ છીએ કે યાજ્ઞવલ્કય એક બાજુ યજ્ઞયાગ કરે છે, બીજી બાજુ ગૂઢ તત્ત્વમાં લીન છે. આ જાતના ધર્મતત્વને એક ઈટાલિયન પંડિત (Dr. Formichi) ગતિમાનધર્મ* (dynamic religion) કહે છે. યાજ્ઞવલ્કયને જ્યારે આત્માની વાત, કર્મની વાત, જન્માંતરની વાત પૂછવામાં આવી ત્યારે તેમણે કહ્યું : " અહીં નહિ, એકાંતમાં ચાલો. ત્યાં કહીશ " તે વખતે તેમણે જે કહ્યું તે જાણે બુદ્ધ કોઈ શતાબ્દિ પૂર્વે આવીને વિરાજમાન થયા હોય એવું લાગે છે. આર્યોએ દયાના ભાવથી કે અશક્તિને લીધે આગલી સંસ્કૃતિનો નાશ ન કર્યો એ આપણું સૌભાગ્ય છે, કારણ કે એ બન્નેનાં મિશ્રણથી અનેક પ્રકારની જ્ઞાનસંપત્તિ આપણને વારસામાં મળી છે.

ત્યારપછી ચાતુર્વર્ણ્યની વ્યવસ્થા થઈ. તેમાં શિક્ષણ-

---

* જુઓ, Doctrines of Religions, રોમ યુનિવર્સિટીના કાર્લો ફોર્મિકીનું પુસ્તક; તેમજ Theism of Medieval India, ડૉ. ઈ. જે. કાર્પેન્ટરકૃત.

વ્યવસ્થા હતી. સર્વને વિદિત છે કે શૂદ્રને વેદનો અધિકાર ન હોવા છતાં જ્ઞાનનો અધિકાર હતો. આર્યોના અહીં આવ્યા પછી ઘણે લાંબે કાળે વર્ણવ્યવસ્થા રૂઢ થવા પામી. આપણે મહાભારત, ભાગવત તેમજ હરિવંશ આદિમાં જોઈએ છીએ કે શૂદ્રને પણ જ્ઞાનનો સંપૂર્ણ અધિકાર હતો. તેની ઇચ્છા હોય તો ભલે વેદને માર્ગે તે ન જાય, પણ જ્ઞાનની જરૂર તેને માટે પણ રહેતી.

ભક્તિશાસ્ત્રના મહાન ગ્રંથ શાંડિલ્યસૂત્રના દ્વિતીય અધ્યાયના આહ્નિકના ૭૮મા સૂત્રમાં સ્વપ્નેશ્વરકૃત ભાષ્યમાં નીચે પ્રમાણે છે: अथ अङ्गानाम् प्रधानाधिकरणैरत्यात तदधिकारश्चिन्त्यन्ते । निन्दितचाण्डालादियोनिपर्यन्तमधिक्रियते संसारजिज्ञासायाः अविशेषात् ॥

બ્રાહ્મણથી તે ચંડાલ સુધી સર્વને જ્ઞાનમાં સમાન અધિકાર હતો, કારણ કે સંસારની જિજ્ઞાસામાં કોઈ ભેદ નથી. ફરી સ્વપ્નેશ્વર કહે છે: स्त्रीशूद्रानीनाम् चाण्डालादीनाम् च ज्ञानमपि श्रुतिमूलमेव भवति। अन्यथा तदसिद्धिप्रसङ्गात्। સ્ત્રીશૂદ્રાદિ અને ચંડાલાદિનું જ્ઞાન પણ શ્રુતિને આધારે છે, નહિ તો તેની અસિદ્ધિનો પ્રસંગ આવે. જો શૂદ્રાદિને વિદ્યાનો અધિકાર ન હોય તો આપણે જોઈ શકીએ કે शूद्रादीनाम् तु भक्तिसाधनस्य तावतैषा अधिकारसिद्धौ,— હોય. અને જો શૂદ્રાદિને માટે જ્ઞાન મેળવવાનો કોઈ ઉપાય ન હોય, તેમને સત્યજ્ઞાનનો અધિકાર ન હોય તો જગતની સમસ્ત વિદ્યા ન विद्या प्रयुक्ति कल्पनासिद्धा ( ૮૧, સૂત્ર, સ્વપ્નેશ્વરભાષ્ય ).

આથી ચાતુર્વર્ણ્યને હું કોઈ અંધશ્રદ્ધાથી નથી જોતો. સનાતની કે અસનાતની બધાંયને નિરપેક્ષભાવે જોઉં છું. ચાતુર્વર્ણ્ય તે વખતની સમાજવ્યવસ્થા હતી, પરંતુ એ નિત્યકાલનું શાશ્વત સત્ય ન હતું. એ તત્કાલોચિત વ્યવસ્થા હતી, કાળથી પરની વ્યવસ્થા ન હોતી.*

* આસો વદ ૭, બુધ, ૧૯૮૨

# વ્યાખ્યાન પાંચમું

આગળ મેં જણાવ્યું કે ચાતુર્વર્ણ્ય એક નિત્યકાલના સત્યને જાણવાને માટેની તાત્કાલિક વ્યવસ્થા હતી, પણ તે સ્વયં નિત્ય વસ્તુ નહોતી. અહીંયાં સાધ્ય અને સાધનનો વિવેક મનમાં રાખવાની જરૂર છે, નહિ તો સાધનાનો વિપર્યય થવાનો સંભવ છે. યુરોપના ઘણા સમાજતત્ત્વવિદ કહે છે કે ભારતવર્ષની ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા એક યુક્તિયુક્ત (reasonable) વ્યવસ્થા છે.

માનવસમાજમાં ત્રણ પ્રલયશકિત છે: એક ધર્મગુરુઓની શકિત (ecclesiastical power), બીજી રાજશકિત ( political power ), ત્રીજી ધનશકિત (financial power . આ ત્રણે શકિતઓ જો ભિન્ન ભાવે ભિન્ન સ્થાનમાંથી કાર્ય કરે તો કોઈ એક શકિત પ્રબળ બનીને જુલમ કરી શકે નહિ.

આપણે જોઈએ છીએ કે યુરોપમાં કોઈ કોઈ વખતે ધર્મવ્યવસ્થા રાજ્યના હાથમાં આવી હતી. તેવે વખતે પ્રજાને દારુણ દુઃખ સહન કરવું પડયું હતું, કારણ કે રાજશકિત અને ધર્મગુરુની શકિત એકત્ર થઈને વધારે ત્રાસદાયક થાય છે. પોપ ધર્મગુરુ હતો, પણ તે એક મોટા રાજા જેવો હતો. તેણે એક બાજુથી રાજશાસન કર્યું, બીજી બાજુથી ધર્મશાસન કર્યું. પરિણામે પ્રજાને બન્ને બાજુથી પીસાવાનું થયું.

અત્યારે ભારતવર્ષમાં રાજાના હાથમાં રાજશક્તિ અને ધનશક્તિ, એમ બન્ને શક્તિઓ છે. પરિણામે પ્રજા પીડાય છે. શિક્ષણની વ્યવસ્થા પણ તેમના હાથમાં હોવાથી કેવી દુર્વ્યવસ્થા આપણે જોઈએ છીએ ! યુરોપના તત્ત્વવિદ કહે છે કે આ ત્રણ શક્તિ પોતપોતાના સ્થાનમાં રહે તો કોઈ એકત્ર પીડા કરી શકે નહિ.

આ ત્રણ ઉપરાંત જે ચોથી શક્તિ છે તે છે શ્રમજીવીઓની શક્તિ, શૂદ્રશક્તિ. એમ જણાય છે કે ભવિષ્યમાં પૃથ્વી પર કદાચ આ શક્તિ સર્વોપરિ બને. પૃથ્વી પર ધર્મગુરુઓની શક્તિની પરીક્ષાનો પ્રયોગ થઈ ગયો છે. બધા ય દેશોની સભ્યતાના પ્રારંભકાળમાં ધર્મગુરુઓએ જ શાસન કર્યું છે. પછી ધર્મશક્તિ દ્વારા પીડિત પ્રજાએ વિચાર્યું કે રાજાના હાથમાં એ શક્તિ આપીને તે દ્વારા શાસનનો અનુભવ કરવો. તેના દ્વારા થયેલાં કલ્યાણ—અકલ્યાણનો અનુભવ પણ થઈ ગયો છે. પછી ગઈ શતાબ્દિમાં વૈશ્યશક્તિનો પ્રયોગ થઈ ગયો. મૂડીદારો (Capitalists) દ્વારા પ્રજા કેટલી પીડાય છે તેનો અનુભવ થતો જાય છે. અમેરિકામાં પ્રજાતંત્રને (Democracy) નામે મૂડીદારોનું શાસન ચાલે છે. એ લોકોનો એટલો પ્રચંડ અત્યાચાર છે કે તેમની વિરુદ્ધ માથું ઊંચકવાની કોઈની તાકાત નથી.

આપણે સાંભળીએ છીએ કે એક વખતે સમુદ્રમાં અષ્ટપદી જંતુઓ હતાં. તેમના લાગમાં આવેલું પ્રાણી તેમના દ્વારા રહેંસાઈ જતું. તે પ્રમાણે અત્યારે મૂડીદારો અનંતપદી દાનવો જેવા છે; તેમનો પ્રત્યેક પગ પોતાના નાગપાશની ચૂડમાં

એકીવખતે લોહી ચૂસી લે છે. કોઈ એક રાજાના જુલમની સામે વિદ્રોહ કરવો સહેલો છે, પણ હાલમાં અમેરિકાના મૂડીદારોના વિદ્રોહી થવું ઘણું મુશ્કેલ છે. અત્યારે યુરોપમાં રાષ્ટ્રશકિત કાર્યશકિત છે, પણ પડદા પાછળ રહેલી મૂડીદારની શકિત છે. તે ઉપરાંત તેમના હાથમાં ધર્મગુરુઓની શકિત પણ છે. સઘળાં મંદિરો ધનશકિતથી નિયંત્રિત છે. ક્રિશ્ચિયનધર્મ પણ મૂડીદારોથી સંચાલિત છે. પ્રત્યેક પ્રચારક ધર્મગુરુ મૂડીદારો પર નભે છે અને તે મૂડીદાર પોતાના ધન વડે બધી પ્રવૃત્તિઓ ખરીદી લે છે. તેમના હાથમાં નહિ હોય એવી એક પણ ધર્મપ્રવૃત્તિ ત્યાં જોવા નહિ મળે.

એક વાર આ જાતની દુર્વ્યવસ્થાનો વિચાર ધર્મની બાજુથી ટૉલસ્ટૉયે કર્યો હતો. પરંતુ મૂડીદારોની સામે ટકે એવું તેમના પ્રચારનું સામર્થ્ય ન હતું. કારણ કે ટૉલસ્ટૉય મુખ્યત્વે હતા સત્યદૃષ્ટા, નહિ કે પ્રચારક. છતાં ય આજે રશિયામાં બધા મૂડીદારોની વિરુદ્ધ જે પ્રચંડ પ્રતિવાદ ઊઠયો છે તેના આદિ ગુરુઓમાંના એક ટૉલસ્ટૉય હતા. ક્રૉપોટ્કીન એક રીતે પ્રતિવાદ કરે છે, ડૉસ્ટૉવ્સ્કી બીજી રીતે કરે છે, ગૉગોલ તેમજ ગૉર્કિ વળી ત્રીજી રીતે કરે છે. ટૉલસ્ટૉયનો પ્રતિવાદ ધર્મ અને જ્ઞાનની દૃષ્ટિથી હતો. હાલમાં જે રીતે ત્યાં પ્રયોગ ચાલે છે તે વિષે આપણે સર્વાંશે કાંઈ જાણતા નથી, પણ તેઓ દાવો કરે છે કે શૂદ્રશકિતને પ્રયોગ કરવાને તેઓ સમય આપશે. મૂડીદારો તેમને બદનામ કરીને તેમનાં કાર્યોમાં વિઘ્નો નાખવાનો

પ્રયત્ન કરે છે. બૉલ્શેવિઝમ, કૉમ્યુનિઝમ એ જાણે અપ-શબ્દ જેવા થઈ ગયા છે.

જર્મનીનું યુદ્ધ બંધ થયું તેના મૂળમાં શું હતું? જર્મન સૈન્યે કહ્યું કે અમે કોને માટે યુદ્ધ કરીએ છીએ? શું અમે આટલા માટે પ્રાણ આપીએ છીએ? એમ લાગે છે કે જર્મનીમાં રશિયાનું સત્ય જણાઈ ગયું છે. ઇંગ્લૅંડમાં કોલસાની હડતાલો અને અન્ય દેશોમાં બીજી પ્રકારની હડ-તાલો શું સૂચવે છે? આથી એટલું જણાય છે કે ગમે-તેવા અપશબ્દો વાપરવાથી ભાવિ પ્રયોગ અટકવાનો નથી.

આપણાં તંત્રશાસ્ત્રમાં જણાવ્યું છે કે સત્ય માત્ર પારા જેવું છે. પારાનું બીજું નામ શિવરસ છે. કોઈ પણ વ્યકિત તેને પોતાની મૂઠીમાં બાંધી શકે નહિ. મૂઠી જેટલી મજ-બૂત વાળો તેટલો તે પારો આંગળીઓમાંથી સરકી જાય છે. સત્યને બાંધી શકે એવું સામર્થ્ય કોનું છે?

ભવિષ્યમાં શૂદ્રશકિતનો પ્રયોગ થશે, પરંતુ તેથી કરીને માનવજાતિનું સંપૂર્ણ કલ્યાણ થવાનું છે એમ કેમ કહી શકાય? જેમ પહેલાં ભિન્ન ભિન્ન પ્રયોગોથી અમુક અંશે કલ્યાણ થયું હતું, તેમ આંશિક કલ્યાણ જરૂર થશે. શૂદ્રશકિતના પ્રયોગથી જે કલ્યાણ–અકલ્યાણ થાય, ત્યાર-પછી જો ચારે પ્રકારની ઉપર જણાવેલી શકિતઓનું પરસ્પર સુસામંજસ્ય સ્થપાય તો કદાચ ભવિષ્યમાં પૂર્ણ કલ્યાણની આશા રખાય. તે વિષે અત્યારે તો શું કહી શકાય?

ભારતવર્ષમાં એ ચારે શકિતઓનું સામંજસ્ય કરવાની સંભાવિતા હતી. પરંતુ એ ચારે શકિતઓ ધર્મશકિતથી

શાસિત થઈને ધર્મ અને જ્ઞાન પ્રધાન થયાં. આમ પ્રધાન થવામાં અલબત્ત કોઈ દોષો ન હતા. પરંતુ જ્યારથી તેને નામે જુલમ થવા લાગ્યો ત્યારથી ભૂલનાં પગરણ થયાં. આપણા દેશના ધર્માચાર્યો ભૂલી ગયા કે તે સમયની સામાજિક વ્યવસ્થા માત્ર તે કાળને ઉચિત વ્યવસ્થા હતી. પરિણામે જે એક મોટી ભૂલ થઈ તે સ્પષ્ટ કરું.

ઘણા માણસો પૂછે છે: યુરોપમાં આપણા જાતિભેદની પેઠે વર્ગભેદ નથી ? છે, કદાચ ઘણા દુ:ખદ છે. પણ ત્યાં સમજાય છે કે એ સામાજિક વ્યવસ્થા ધર્મગત વ્યવસ્થા નથી. ધર્મને નામે ભગવાનના મંદિરમાં જવાને બધા સમાન છે. આપણે સામાજિક ભાવે એક હોઈ શકીએ. આપણો ભેદ કેવળ ધર્મગત ભેદ છે. આ વાત દૃષ્ટાંતથી સમજાવું.

જો આપણા શરીરમાં વૈષમ્ય હોય, એટલે કે જો આપણું સ્વાસ્થ્ય નષ્ટ થયું હોય તો આપણી રક્ત ફરવાની હૃદપિંડની ક્રિયા દ્વારા તે વૈષમ્ય ધીરે ધીરે દૂર થઈને સ્વાસ્થ્ય પ્રગટે છે. નાડી જોઈને આપણા રક્તના ભ્રમણને સ્વસ્થ કરવાનો પ્રયત્ન કરી શકીએ છીએ. વળી બીજી વાત એ છે કે આપણા જ્ઞાનતંતુઓનું (nervous power) મૂળ સ્થાન જે મસ્તકમાં છે, તે મસ્તક જો સ્વસ્થ અને સમ રહે તો વિષમતા દૂર થાય. ત્રીજી વાત છે પરિપાકશક્તિ (digestive and eliminative system). જ્યાં સુધી આ ત્રણે મર્મસ્થાનો શુદ્ધ રહે ત્યાં સુધી વૈદ્ય રોગીના પ્રાણ વિષે આશા છોડતો નથી. પરંતુ જો તેને જણાય કે રોગીના

પાકાશયમાં વિકાર થયો છે, નાડીમાં વિકાર થયો છે, અને બોધનસ્થાનમાં, એટલે કે મસ્તકમાં પણ વિકાર થયો છે, તો વૈદ્ય ત્રિસન્નિપાતનાં લક્ષણોથી જીવનની આશા છોડી દે છે.

માનવસમાજમાં જો અવ્યવસ્થા થાય તો તેનો અંતિમ ઉપાય છે ધર્મની વિશુદ્ધિ. પરંતુ જો એ ધર્મ-બુદ્ધિમાં વિષમતા, ભેદબુદ્ધિ, આવે તો તેને કોણ શુદ્ધ કરી શકે? જ્યારે ધર્મ સ્વયં વિકૃત થાય ત્યારે તેને પ્રકૃતિસ્થ, સ્વસ્થ, કોણ કરી શકે? ક્રિશ્ચિયન તેમજ મુસ્લિમ સમાજમાં જો અવ્યવસ્થા થાય તો ધર્મ તેને શુદ્ધ કરે છે. પરંતુ આપણા સમાજમાં અન્ય સ્થળોમાં સામ્ય હોવા છતાં ધર્મમાં જ વિષમતા છે. ત્યારે આપણને આ વિપત્તિ-માંથી ઉગારે કોણ?

आपनी कटारी मारी आपनार पाय ।
अहंकार करे नौका डुबालि दरियाय ।
पढे शुने मूर्ख होलि ओरे हतभागा ।
शिरे कइल सर्पाघात कोथाय बांधाबि तागा ?

( અર્થઃ અંગદ રાવણને કહે છે : " પોતાની જ કટારી પોતાના પગમાં મારીને અને અહંકાર કરીને પોતાની જ નૌકા દરિયામાં ડુબાડી. હે હતભાગી, ભણ્યોગણ્યો તો ય મૂર્ખ જ રહ્યો. તારા માથામાં જ સર્પ ડસ્યો છે, તો હવે દોરી ક્યાં બાંધીશ ? " )

યુરોપના જાતિભેદની સાથે આપણા જાતિભેદનો આ ફરક છે. બ્રહ્માના ચાર અંગોમાંથી ચાર જાતિ ઉત્પન્ન થઈ એ સુંદર કથા છે. જે કોઈ વ્યક્તિ સમાજના કોઈ પણ

અંગને નુકસાન કરવા માગે છે, તે બ્રહ્માના અંગને આઘાત કરે છે, કારણ કે બ્રાહ્મણ તેમનું માથું, ક્ષત્રિય બાહુ, વૈશ્ય જંઘા અને શૂદ્ર પગ છે. હાલમાં આપણે પગને જાણે કે ભૂલી જ ગયા છીએ. પરંતુ યાદ રાખવું ઘટે કે પગને બાદ કરવાથી માથું બચે નહિ. કોઈ કોઈથી નાનુંમોટું નથી. બધાં ય યથાસ્થાને સાર્થક છે. આ થઈ યુક્તિસિદ્ધ (rational) વિપત્તિ.

તે ઉપરાંત ઐતિહાસિક વિપત્તિ પણ છે. બ્રાહ્મણનો પુત્ર મુખ્યત્વે બ્રાહ્મણ થાય, ક્ષત્રિયનો ક્ષત્રિય થાય, એ જાતની જન્મગત જાતિભેદની સમાજવ્યવસ્થામાં બીજી ભૂલ છે. પરંતુ જ્યાં જ્ઞાનનો અભાવ હોય, વિચારનો અભાવ હોય, ત્યાં કોણ વિચારે કે જન્મગત જાતિ ચાલે કે નહિ? કારણ કે માનવમાં રહેલાં જડતા અને આળસ સરળ પંથને ખોળે છે. તેમણે જોયું કે પિતાની જાતિનો પુત્ર થાય તો સહેલું થાય. પરિણામે થયું એમ કે કોઈ એક શક્તિ લઈને પુત્રે પિતાના ઘરમાં જન્મ તો લીધો, પણ તે શક્તિ પિતાની જાતિની નહિ, તેથી તેના સ્ફુરણને માટે ત્યાં અવકાશ રહ્યો નહિ. ભૃગુના પુત્ર પરશુરામ થયા. તેમણે ક્ષત્રિય થવું ઉચિત હતું. તેમને તેમ નહિ થવા દેતાં જો આચાર્ય બનાવવામાં આવે તો પોતે પરશુનો મંત્ર ઉચ્ચારે. વસિષ્ઠ ઉર્વશીના પુત્ર હતા. જો તેમણે પોતાના કુળના માર્ગનું અનુસરણ કર્યું હોત તો ઋગ્વેદનું સાતમું મંડળ પ્રાપ્ત થાત નહિ. લોમહર્ષણ સુથારના પુત્ર હતા. જો તેમની શકિતમાં ભેદ ન હોત તો પુરાણ ક્યાંથી મળત? વ્યાસ

ભગવાન ધીવરીગર્ભજાત હતા. જો તેમણે જાતિધર્મ માન્યો હોત તો અઢાર પુરાણ,—મહાભારત, ભાગવત, ગીતા વગેરે, ક્યાંથી મળત? નારદ હતા દારૂ વેચનાર કલાલ કન્યા-દાસીના પુત્ર, જો તેમણે કુલમાર્ગનું અવલંબન કર્યું હોત તો ભકિતશાસ્ત્રના ગ્રંથ ક્યાંથી મળત? કારણ કે ભકિત-શાસ્ત્રનું મૂળ નારદપંચરાત્ર છે. વિશ્વામિત્ર ક્ષત્રિય હતા. સંહિતા પછી બ્રાહ્મણ ગ્રંથો આવે છે, તેમાં ઐતરય બ્રાહ્મણ પ્રખ્યાત છે. તેના રચનાર મહીદાસ હતા. તેમનાં માતા શૂદ્ર હતાં. જો તેમણે કુલપંથાવલંબન કર્યું હોત તો ઘણાં શાસ્ત્રો આપણે ગૂમાવ્યાં હોત. વિશુદ્ધ કુળમાં જન્મેલ ઋષિઓની પાસેથી આપણે ઘણું થોડું પ્રાપ્ત કર્યું છે. તે વખતે જાતિભેદમાં સરળતા હતી. પરિણામે તેઓ ઋષિત્વ પ્રાપ્ત કરી શક્યા અને શાસ્ત્રોની રચના પણ કરી શક્યા. સમાજે તેમના તરફ વાંધો ઉઠાવ્યો નહિ. પરંતુ જ્યારે સમાજે એવી અડચણ કરી ત્યારે આપણે કેટલાં શાસ્ત્રો ગૂમાવ્યાં તેનો કોઈને ખ્યાલ છે? કેટલા ય ક્ષત્રિયોને ઘેર કે વૈશ્ય-શૂદ્રને ઘેર બ્રાહ્મણે જન્મ ધારણ કર્યાં હશે, પરંતુ તેને વિકસિત નહિ થવા દઈને સમાજે બ્રહ્મહત્યા કરી છે. કેટલા ય બ્રાહ્મણો કે વૈશ્યશૂદ્રને ઘેર ક્ષત્રિયોએ જન્મ ધારણ કર્યાં હશે, તેમને વિકસિત નહિ થવા દઈને સમાજે ક્ષાત્ર શકિતનો ઘાત કર્યો છે. તે જ પ્રમાણે વૈશ્યશકિતનો કે શૂદ્ર-શકિતનો ઘાત કર્યો છે. વૈશ્યો જો કે સંપૂર્ણ સ્વાર્થબુદ્ધિથી પ્રેરાઈને ઘણા વ્યવસાયો દ્વારા ધનવાન બની શક્યા છે, પરંતુ તેથી કરીને વૈશ્યત્વનો જે મોટો આદર્શ, સમાજને ઐશ્વર્યશાળી કરવાનો, તેથી તેઓ વિમુખ રહ્યા છે. જેઓ

પોતાની તીજોરીમાં ધન રાખી મૂકે છે, તેઓ સમાજનું કલ્યાણ કરી શકતા નથી. જ્યાં તેનો અપચય થાય ત્યાં તે સમાજને માટે આર્થિક ઉન્નતિની શી આશા રાખી શકાય? આશ્ચર્ય માત્ર એ છે કે આપણો સમાજ હજુ સુધી ટકી રહ્યો છે!

આ ચાતુર્વર્ણ્યની પ્રતિષ્ઠા થયા પછી નારીઓનો સહજ અધિકાર, તેમનો આત્મપતિવરણનો અધિકાર પણ ગયો છે. પહેલાં તેમ જ પાછળથી જ્યાં સુધી આ વ્યવસ્થા કઠણ ન હતી, ત્યાં સુધી સ્ત્રીઓ પોતે પરણતી અને તેમને અનુરૂપ શિક્ષણ પ્રાપ્ત કરતી. સમાજ પણ એ નારીશક્તિ દ્વારા બળવાન થતો. સ્ત્રી મોટી ઉંમરે પરણે એટલે પોતાની જાતિમાંથી જ વર પસંદ કરે એમ ન હતું. બંગાળીમાં એક કહેવત છેઃ "પા પીછલે જે પડે તાર બિછાના કરે કેમન કરે?" એટલે કે જે વ્યકિત અકસ્માત પદસ્ખલિત થઈ જાય, તેને માટે શું બિછાનો પાથરીને નક્કી કરી શકાય કે તેનો પગ ત્યાં જ પડવો જોઈએ! કણ્વમુનિની પાલિતા આશ્રમકન્યા શકુંતલા પણ જ્યારે અનુરાગને વશ થઈને આત્મપતિ વરી ત્યારે કેવળ દૈવક્રમે જ તેમણે સુપાત્રને વરમાળ પહેરાવી હતી.

"दिष्टया धूमाकुलितदृष्टिः अपि यजमानस्य पावके एव आहुतिः पतिता।" એટલે કે ધૂણીથી જેમની દૃષ્ટિ ઘેરાઈ ગઈ છે તેવા યજમાનની આહુતિ બરાબર અગ્નિમાં જ પડી એ મોટી સૌભાગ્યની વાત છે. પરંતુ આવું સૌભાગ્ય દરેક વખતે ન પણ ઘટે! અસ્તુ!

જેમ જેમ એ વ્યવસ્થા સુપ્રતિષ્ઠિત થતી ગઈ, તેમ તેમ સ્ત્રીની પ્રતિષ્ઠા કમ થવા લાગી, અને વિવાહની ઉંમર પણ ઘટવા લાગી. ' सो मम पतिः ' ઇત્યાદિ મંત્રો સૂચવે છે કે કન્યા મોટી ઉંમરે લગ્ન કરતી અને ત્યાં સુધી શિક્ષણ પામતી. અથર્વમાં છે કે " ब्रह्मचर्येण युवती युवानं विन्दते पतिम ", બ્રહ્મચર્યથી યુવતી યુવાન પતિને મેળવે છે. પરંતુ બ્રહ્મચર્યના પાલનને માટે જે ઉંમરની જરૂર છે તે ન હોય તો બ્રહ્મચર્ય રાખવાનો શો અર્થ? એટલે ઉંમર ઓછી થવા લાગી. ગાંધર્વવિવાહ ચાલ્યો ગયો. બ્રાહ્મવિવાહ આર્ષ હતો, પ્રાજાપત્ય પણ આર્ષ હતો. પરંતુ હાલમાં પૈશાચ અને રાક્ષસ વિવાહ જણાય છે. વિવાહનો મોટો આદર્શ ચાલ્યો ગયો છે, કારણ કે દ્રવ્યના બળ દ્વારા વિવાહ કરવો કે મિથ્યા કુળાભિમાનથી પ્રેરાઈને વિવાહ કરવો એ માત્ર દસ્યુવૃત્તિ ગણાય.

આ રીતે બ્રહ્મચર્યની સાધનાની અવસ્થા ગુમાવ્યાથી સાધનાહીન નારી સમાજમાં શક્તિસંચાર નહિ કરી શકવાથી ભારરૂપ થઈ પડી. જે સમાજ અત્યાર સુધી બે અંગે ચાલતો તે હવે એકાંગી થઈ ગયો છે. બીજા અંગને લકવો થયો છે! છતાં હિંદુ સમાજ હજારો વર્ષોથી વિઘ્નોનો સામનો કરતો ચાલ્યો આવે છે તે પરથી સમજી શકાય છે કે તેની જીવનશક્તિ કેટલી પ્રબળ છે!

સંસ્કૃતમાં એક વાક્ય છે કે — यथा ह्येकेन चक्रेण न रथस्य गति र्भवेत् । અર્થાત્, એક ચક્રથી રથ આગળ ધપી શકે નહિ, નાનાં નાનાં પણ બે ચક્રો તો જોઈએ જ. મહા-

ભારતમાં એકચક્રા નગરીની વાત આવે છે. તે નગરી હતી બકરાક્ષસના અધિકારમાં. ત્યાં જે જાય તે મુશ્કેલીમાં મૂકાતા. પાંડવો પણ ત્યાં જઈને સપડાયા. ભીમે તેને મારીને પાંડવોને બચાવ્યા. આજે આપણો સમાજ પણ એકચક્રા સમાજ વ્યવસ્થાથી મૃત્યુરાક્ષસના કોળિયામાં સપડાયેલ છે! કયો વીર આ દુર્ગતિમાંથી આપણું રક્ષણ કરશે?

ગ્રીસ વગેરે દેશોની વીરતાના મૂળમાં હતી ત્યાંની નારીપ્રેરણા. જગતમાં કોઈ પણ એવી વીરજાતિ નહિ હોય જેના મૂળમાં નારીની પ્રેરણા ન મળે. રાજપૂતાનાનો ઇતિહાસ તો તેનો જ્વલંત દાખલો છે. વીરાચારી તાંત્રિક પણ સાધનાને માટે શકિત વાંછે છે. આપણા વિશ્વતત્ત્વ (cosmology) ના સત્યદ્રષ્ટા કહે છે કે બ્રહ્મે પોતાને પુરુષ અને પ્રકૃતિરૂપે વિભકત કર્યો. ત્યાંથી સૃષ્ટિનાં મંડાણ થયાં.

સમસ્ત સૃષ્ટિ શિવ અને શકિતના યોગથી ચાલે છે. જ્યારે શિવ શકિતથી વિયુકત થાય છે, ત્યારે સૃષ્ટિનો પ્રલય થાય છે.

પુરાણમાં એક વાત છે કે એક વાર સ્વર્ગ દેવતાઓના હાથમાંથી ગયું. દેવતાઓ ઘણું મથ્યા પણ તેનો ઉદ્ધાર કરી શકયા નહિ. અંતે શિવ પાસે બધા ગયા. તેમણે જોયું કે શકિતથી વિયુકત શિવ શવસમાન હતા! પછી તેમણે શકિતને શિવ સાથે સંયુકત કરવાનો પ્રયત્ન કર્યો. તપસ્યા દ્વારા તેમ થયું. દેવતાઓએ પ્રથમ કામ દ્વારા શિવ-શકિતસંયોગ સાધવાનો મિથ્યા પ્રયત્ન કર્યો. તેમને ખબર નહિ કે શિવશકિતસંયોગ એવો પ્રબળ અને વિશુદ્ધ સંયોગ

છે કે જેમાં કામ આવે તો તે વખતે ભસ્મ થઈ જાય. તેથી કામ જ્યારે ભસ્મ થયો ત્યારે દીર્ઘ તપસ્યા દ્વારા શક્તિ અને શિવનો સંયોગ થયો. અને ત્યારે જ કુમારનો સંભવ થયો! એ કુમાર હતો શક્તિધર. તેથી તેણે સ્વર્ગનો ઉદ્ધાર કર્યો.

ભારતવર્ષના સમસ્ત દુઃખનું કારણ એ છે કે શિવ મૃતવત શક્તિહીન દશામાં છે. તેમની શક્તિને સાધનાનો સમય મળતો નથી. જેમ શિવે મૃત સતીનો દેહ લઈને પ્રલયંકર તાંડવનૃત્ય કર્યું, તેમ હાલ ભારતવર્ષમાં કેટલાક શિવ કાર્ય કરવાને ચાહે તો તે કાર્ય ન થતાં થાય છે માત્ર પ્રલય! શિવશક્તિ વિના તાંડવ અસંભવ છે, અને શક્તિ વિના શિવ હલનચલન કરી શકે નહિ!

ભગવાન શંકરાચાર્ય શાકત ન હતા, પરંતુ બ્રહ્મવીર હતા. તેથી તેમણે આનંદલહરીની પ્રથમ પંક્તિમાં ગાયું છે કે—

शिवः शक्त्यायुक्तो यदि भवति शक्तः प्रभवितुं
न चेदेवं देवो न खलु कुशलः स्पन्दितुमपि ।

આજે ભારતવર્ષની શક્તિને ચાતુર્વર્ણ્યની રક્ષાને માટે ક્રમશઃ તેનું વય કમી કરી, સાધનાહીન કરી, ધીરે ધીરે આપણે મારી નાખી છે. એ મૃત શક્તિની પાસે મુમુર્ષુ શિવ બેઠા છે! આવા દેશમાં ક્યા કલ્યાણની, ક્યા નવયુગની આશા રખાય?*

* આસો વદ ૮ ગુરુ, સં. ૧૯૮૨

## વ્યાખ્યાન છઠ્ઠું

આજે સવારે મેં જે ચાતુર્વર્ણ્યની વાત કહી તેની પ્રતિષ્ઠા કાયાગત હતી. કાયાગત એટલે પિતાની કાયામાંથી સંતાનરૂપે અન્ય કાયા થાય છે તે, અર્થાત્ સંતાન પિતાની કાયાથી ઉત્પન્ન થાય છે તેથી પિતાના સર્વ ધર્મનું અધિકારી બને છે તે. આ રીતે તો તે માતાની કાયામાંથી પણ ઉત્પન્ન થાય છે, છતાં પિતાના જ આત્માનો અધિકાર, તેનું ઐશ્વર્ય, પ્રાપ્ત કરે છે એમ કેમ? ત્યારે શું પિતાનું દેહજાત સંતાન વધારે કે આત્મજાત શિષ્ય વધારે? દ્રોણાચાર્યનો પુત્ર અશ્વત્થામા વધારે કે શિષ્ય અર્જુન વધારે? શ્રીકૃષ્ણનો સાચો ઉત્તરાધિકારી કોણ? સાંબ કે અર્જુન? એક છે કાયાનું સંતાન, બીજો છે આત્માનું સંતાન. કહેવાનું તાત્પર્ય એ છે કે આપણી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા કાયાગત સંતાનની પરંપરા પર રચાયેલી છે. આપણા સમાજમાં જો આ કાયાગત નિષ્ઠા વિશુદ્ધ રહે તો ચાતુર્વર્ણ્યની વિશુદ્ધિનું સંપૂર્ણ રક્ષણ થઈ શકે. પરંતુ વિષયવૃત્તિની પ્રબળતા ઉપર સંતાનના જન્મની પ્રતિષ્ઠા હોવાથી મૂળ હેતુ કેટલો બધો ક્ષુબ્ધ થાય છે? કેવા મોટા મોટા ઋષિઓ, મહાત્માઓ, કે મહાપુરૂષોની પણ આ વિષયમાં ચ્યુતિ થઈ છે? માટે જ કહું છું કે જાતિ વિશુદ્ધિમાંથી (purity of stock) ચાતુર્વર્ણ્યની વિચ્યુતિને માટે અનેક કારણો હોઈ શકે. તેથી જે વર્ણસંકરતાના ભયથી તેમણે સ્ત્રીઓના

સમસ્ત અધિકારનો લોપ કર્યો એથી કંઈ મુશ્કેલી સંપૂર્ણ-પણે ટાળી શકાય ખરી? તેથી તો કહું છું કે માનવધર્મ-સુલભ દુર્બળતાથી સ્ત્રીઓ પર નથી. છતાં ય આ વાત હું સ્ત્રીઓ પ્રત્યેના હલકા ભાવથી નથી કહેતો, કારણ કે જે બધી ખરી માતા છે તે મારી પણ માતા છે. હું તો માત્ર જે વૈજ્ઞાનિક સત્ય છે તેની પૂર્તિ કરનાર તરીકે કહું છું.

અહીં આપણે એક બીજા વિષયનો પણ વિચાર કરવો જરૂરી છે. ભારતવર્ષમાં એક બીજા મોટા મતવાદ સાથે આ જન્મગત જાતિભેદનો મોટો વિરોધ છે. તે મતવાદ છે પુનર્જન્મવાદ. બ્રાહ્મણના કે શૂદ્રના ઘરમાં જે સંતાન જન્મે છે તે પૂર્વજન્મોમાં કેટકેટલી જાતિઓમાં જન્મ્યું હોય છે, કેટલાં ય પશુની યોનિમાં થઈને આવ્યું હોય છે અને તેનો બધો અનુભવ તેના આત્મામાં નિહિત હોય છે. ત્યારે તેની વર્તમાન જન્મસ્થિતિને કયા જાતિભેદથી ઓળખવી? તેના પૂર્વવર્તી જન્મની સર્વજાતિ અને સર્વ યોનિના અનુભવના સમસ્ત સમૂહમાંથી હાલમાં તેને કયી જાતિમાં મૂકી શકાય? તે વિરાટ જીવનનું છે અને તેના અનુભવોથી યુક્ત છે તો તેને કઈ જાતિમાં મૂકવું?

માધ્યમિક દર્શન પ્રમાણે, ભારતવર્ષના મધ્યયુગનાં અનેક દર્શનો તેમજ સંતમત પ્રમાણે, મનુષ્યના આ જન્મ-માં જ પ્રતિક્ષણે નવો જન્મ થાય છે. એક મુહૂર્તમાં તે દેવતા તો બીજામાં તે પશુ, ત્રીજામાં વળી દાનવ, એમ કોઈ ક્ષણમાં વાઘ, કોઈ ક્ષણમાં સર્પ થઈને જન્મે છે. પ્રતિપળે તેના સ્વરૂપનું પરિવર્તન થાય છે. ત્યારે તેની

જાતિનો નિર્ણય કરવો શી રીતે? આકાશમાં પ્રવહમાન થતા વાયુનું નિવાસસ્થાન કોઈ અમુક દેશ, પ્રાંત, ગામ કે ઘરમાં છે એમ જો તમે કહો તો આકાશસ્થ, નિરાલંબ, વાયુભૂત, નિરાશ્રય એવા તેના સ્વરૂપના સ્થાનભેદનો નિર્ણય તમે શી રીતે કરી શકો? તેથી જ મધ્યયુગના સર્વ દર્શનશાસ્ત્રીઓ તેમજ સાધકો જણાવે છે કે જીવમાત્ર શિવ છે, પરબ્રહ્મ છે. જેમ સમુદ્રમાં જણાતા બધાય પરપોટા સમુદ્રમાંથી સંભૂત થયેલ છે, તેમ બધાય જીવો પરમેશ્વરમાંથી જન્મેલ છે. આ સિવાય બીજો કોઈ પરિચય આપવો પ્રાયઃ અસંભવ છે.

વાત તો સાચી છે. પરંતુ ભારતવર્ષના બધાય પુરાતન સમાજવ્યવસ્થાયકોને જ્યારે વ્યવસ્થા કરવાની હોય ત્યારે બીજો માર્ગ પણ કયો લે? માત્ર અદ્વૈત બ્રહ્મવાદ પર તેની પ્રતિષ્ઠા કરવાથી નહિ ચાલે. કોઈને કોઈ પ્રકારનો નિર્ણય, મર્યાદાનો નિર્ણય, કર્યેજ છૂટકો છે. અને આમ કરવાં જતાં મુશ્કેલી નડવાની એ પણ ખરું!

મેં આજે કહ્યું હતું તેમ ચાતુર્વર્ણ્ય દ્વારા નારીના અધિકારનો લોપ થયો છે. તેનાં બીજાં પણ ઘણાં કારણો છે. આ તો માત્ર તેમાંનું એક છે.

ભારતવર્ષમાં આર્યો આવ્યા તે પહેલાં તેમનું કામ પશુપાલન કરવાનું હતું. તે વખતે પુરુષ તેમજ સ્ત્રી બન્નેનાં અધિકાર સમાન હતા. તેમનું જીવન સ્થાયી ન હતું. સમાજ પણ કોઈ સ્થાનમાં આબદ્ધ ન હતો. સ્થાનભેદ થયાં જ કરતો. ભારતવર્ષમાં આવીને તેઓ કૃષિજીવી થયા. કૃષિજીવન એટલે

સ્થાનબદ્ધ જીવન. આ જાતના જીવનની એક વિશિષ્ટતા છે. ઘણા જણના સહકારથી તેનું કાર્ય સંપન્ન થાય છે. જ્યારે એ લોકો કૃષિજીવી થયા, ત્યારે પિતા, માતા, પુત્ર, પુત્રી અને કુટુંબનું એકેએક જણ તેમાં સહકાર આપવા લાગ્યું. પરિણામે અવિભક્ત કુટુંબની પ્રથા શરૂ થઈ. કુટુંબ જેમ મોટું તેમ કાર્યમાં સરળતા, અનુકૂળતા વધારે. પૂર્વના બધા ય દેશોની સ્થિતિ એક પ્રકારની છે. ભારત, ચીન, જાપાન, બ્રહ્મદેશ, મલાયા વગેરે ઠેકાણે જ્યાં જ્યાં કૃષિજીવી છે, ત્યાં ત્યાં મોટું કુટુંબ હોવું એ એક સૌભાગ્યની વાત ગણાય છે. યુરોપમાં કેટલાક સમય પહેલાં આ પદ્ધતિ પ્રચલિત હતી અને રશિયામાં પણ હતી. યુરોપીય દેશોમાં રશિયા પ્રાચ્ય દેશ છે. કૃષિજીવી દેશમાં બહુ કુટુંબનું તત્વ, એટલે કે અવિભક્ત કુટુંબની પદ્ધતિ, એ કલ્યાણનો માર્ગ છે. પરંતુ યુરોપમાં જ્યારથી કારખાનાંનો આરંભ થયો ત્યારથી આ અખંડ કુટુંબના ટુકડા થઈને વ્યક્તિનાં ભાગલાં પડયાં. ત્યારથી યંત્રવાદની શરૂઆત થઈ.

અમારા પૂર્વબંગાળમાં એક રિવાજ જાણવા જેવો છે. જે વખતે શણનો સંગ્રહ થાય છે ત્યારે મુસલમાનો ઘરડી ચાર પાંચ સ્ત્રીઓ સાથે વિવાહ કરે છે. મેં એક મુસલમાન ખેડૂતને પૂછયું : "તેં પણ ત્રણ ચાર વિવાહ કર્યા છે?" તેણે કહ્યું: "મહારાજ! દરરોજ દશબાર આનાની મજૂરી આપવાથી ખર્ચ વધારે થાય છે. ચાર પાંચ માસ પછી ફારગતી આપી દઈશ." મેં હિસાબ કરી જોયો તો સમજાયું કે એક એક મજૂર પાછળ મોસમમાં ૮૦ થી ૯૦

રૂપિયા ખર્ચાય છે, જ્યારે ચાર પાંચ માસમાં એક એક મનુષ્ય પાછળ ૧૫ થી ૨૦ રૂપિયા ખર્ચ થાય. આ પ્રકારની સ્રીનું નામ મુસલમાન ખેડૂતોમાં "પાટબીબી" છે. ગુજરાતમાં તમારે કહેવું હોય તો "કપાસબીબી" કહેવાય! આ ઉપરથી સમજી શકાશે કે ખેડૂતને માટે બહુકુટુંબપણું કેટલી મહત્વની વાત છે.

યંત્રવાદી યુરોપમાં પુત્ર ઉંમરે પહોંચતાં વેંત જ કુટુંબથી છૂટો થાય છે. જે મુહૂર્તે કન્યા લગ્ન કરે તે જ મુહૂર્તે પિતા અને સાસુથી તે જૂદી થાય છે. ત્યાં જેટલા જૂદા તેટલી અનુકૂળતા છે.

આપણા દેશમાં યુરોપની નકલથી સમાજની પ્રતિષ્ઠા થઈ શકવાની નથી. એમનું જીવન પ્રધાનતઃ કારખાનાં પર નિર્ભર છે. આપણું કૃષિ પર નિર્ભર છે. આપણે જે વિચારીએ છીએ તે સામાન્ય પ્રજાના દૃષ્ટિબિંદુથી. આપણા એકાન્નવર્તી પરિવારમાં જે કોઈ પીડિત હોય તેની સેવા થવા પામે છે. ઇસ્પિતાલનો આશરો લેવાની તેને ફરજ નથી પડતી. અનાથનું પણ તે રીતે પરિપાલન થાય છે, તેને માટે અનાથાશ્રમો ઊભાં નથી કરવાં પડતાં. આપણા સમાજમાં જો પુત્ર કન્યા વગેરે મરણ પામે તો તેનાં વડીલોને યુરોપની પેઠે વૃદ્ધાશ્રમમાં મોકલવામાં નથી આવતાં. યુરોપમાં ઠેરઠેર ઇસ્પિતાલો, અનાથાશ્રમો, વૃદ્ધાશ્રમો છે; આપણે ત્યાં ઘેરઘેર તેની વ્યવસ્થા થઈ શકે તેમ છે. યુરોપિયન જ્યારે આપણને તે વિષે પૂછે ત્યારે તેમાં શરમાવાની કાંઈ જ જરૂર નથી. આપણી સમાજરચના તેને યથાર્થ રીતે સમજાવવાની

જરૂર છે. કદાચ આ બાબતમાં તેમનું અનુકરણ આપણે માટે કલ્યાણજનક ન નીવડે.

પરંતુ અત્યારે નગરવાસીજનોમાં અને શિક્ષિત સમાજમાં એકાન્નવર્તી પરિવાર ઓછા થતા જાય છે. વૃદ્ધો અને વિધવાઓનું શું કરવું એવા બહારથી આયાત કરેલા પ્રશ્નો ગંભીર રીતે ખડા કરવામાં આવે છે. એકાન્નવર્તી પરિવારમાં અનેક દોષ હશે, અને દોષ તો કોઈ પણ પ્રકારમાં હોવાના જ,–પરંતુ તેના ગુણ સરવાળે ઘણા જ છે. આવા પરિવારમાં અનુભવાતી સ્ત્રી, બહેન, કન્યા, વગેરેની સેવાથી જે પરિચિત હશે તેમને અનાથાશ્રમ, ઇસ્પિતાલ કે વૃદ્ધાશ્રમમાં હૃદયહીન યંત્રની પેઠે થતી સેવા કદિ પણ નહિ ગમે. કાકી, મામી, ભાભી વગેરે તરફથી પિતૃહીન કે માતૃહીન અનાથ બાળક જે સહજ માતૃત્વ, જનનીત્વ અનુભવે તે અનાથાશ્રમમાં અનુભવી શકાય કે? પુત્રહીન વ્યક્તિ પોતાના પુત્રસ્થાનીય જનો પાસેથી જે સેવા પામી શકે તે વૃદ્ધાશ્રમમાં પામી શકે કે? એથી જ આ બધી પશ્ચિમની વ્યવસ્થા આપણે માટે સુખકર, કલ્યાણકર નથી. વળી જ્યાં જ્યાંથી આપણે આપણા પ્રાચ્યધર્મથી વિયુક્ત થયાં છીએ, ત્યાં ત્યાં નથી રહ્યો તે પ્રાચ્ય ભાવ કે નથી અપનાવી શક્યા પાશ્ચાત્ય વ્યવસ્થા. આ બાબતોમાં આપણે સર્વાંશે આશ્રયહીન બની ગયાં છીએ. સમાજવ્યવસ્થાપકે આ બધા વિષયોમાં ગંભીર રીતે વિચારીને નવાં આશ્રયસ્થાનો ખોળવાં ઉચિત છે. માત્ર ત્યાંના અંધ અનુકરણથી કંઈ નહિ વળે.

પશ્ચિમમાં સ્ત્રીઓ પુરુષની નકલ કરે છે અને બધી

રીતે તેવા થવાનો પ્રયત્ન કરે છે. તેમના સામાજિક જીવનની પ્રતિષ્ઠાભૂમિ ભગ્ન થતી જાય છે. તેમની દુર્દશાના સંબંધમાં છેલ્લાં દશ વર્ષોથી દેશાટન કરનારા કહે છે કે તેમનું પારિવારિક જીવન (Home life) પ્રાયઃ નષ્ટ થઈ ગયું છે. ત્યાંની ચિંતનશીલ વ્યકિતઓ આશંકાયુકત થઈ ગઈ છે. ગૃહજીવન નષ્ટ થવાથી સ્ત્રીઓએ કર્મક્ષેત્ર ગૂમાવ્યું છે. આપણે અહીં રાષ્ટ્રીય સ્વાતંત્ર્યને અભાવે પુરુષોનું સાધનાક્ષેત્ર સંકુચિત થઈ ગયું છે, પરંતુ સ્ત્રીઓનું સાધનાક્ષેત્ર જે ગૃહ છે તે હજી છિન્નભિન્ન થયું નથી. આટલી બાબતમાં આપણી સ્ત્રીઓ યુરોપની સ્ત્રીઓના કરતાં વધારે ભાગ્યશાળી ગણાય. અલબત્ત, જ્ઞાનની તેમજ બીજી કેટલીક દિશાઓમાં આપણો નારીસમાજ પછાત છે, છતાં ય તેમના ગૃહજીવનનો વિચ્છેદ થયો નથી એ આશાસ્પદ હકીકત છે. યુરોપમાં અનેક પ્રકારનાં ઐશ્વર્ય છે, પરંતુ તે બધાંયનું મૂળ સાધનાક્ષેત્ર જે ગૃહ તે ત્યાં નહિવત્ છે. પરિણામે ઘરને અભાવે પુરુષો તેમજ સ્ત્રીઓ પણ મજૂરો થયાં છે, ગૃહસ્થધર્મને બદલે કારખાનાંનો ધર્મ સ્વીકારાયો છે અને આમ માનવધર્મ ગૂમાવીને યંત્રધર્મ અને પશુધર્મ પ્રાપ્ત કર્યો છે. આ કારખાનાં ચલાવનારા મુડીવાદી છે. તે બધા સ્ત્રીઓના અધિકારો માટે મોટાં મોટાં ભાષણો કરે છે, પણ બીજી બાજુથી હજારો સ્ત્રીઓનું રકતશોષણ કરે છે! પોતાની સંપત્તિને બળે તેઓ મતાધિકારની વાતો કરે છે. આ પ્રકારની મતાધિકારની હિમાયત કરનારી સ્ત્રીઓએ ભારતવર્ષમાં આવવાની શરૂઆત કરી છે. અમેરિકામાં તેમનું એક મોટું દળ છે.

ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની સાથે જ્યારે હું ચીન ગયો હતો ત્યારે આઠસો મહેમાનોને ઊતરવાની સગવડવાળી હોંગકોંગની હોટેલમાં અમારે રહેવાનું હતું. અમને તો ખબર નહિ કે એ હોટલ વિલાસ અને અનીતિનું એક બીભત્સ નાટક હતી. ગુરુદેવે તો બધાના ચહેરા જોઈને જ કહ્યું: " હું તો અહીં નહિ રહી શકું. વહાણમાં પાછો જઈશ." તે વખતે લગભગ છસો અમેરિકન મુસાફરોનું દળ ત્યાં ઊતર્યું હતું. આ પ્રમાણે વહાણો ભરી ભરીને દુર્નીતિનો ભાર યુરોપ–અમેરિકાથી એશિયામાં ઠાલવવામાં આવે છે. આમાંથી બચવાને માટે આપણી પાસે કયો ઉપાય છે?

રોમાં રોલાં જેવા ચિંતનશીલ તત્વપરાયણ મનુષ્યની વાત પણ તેઓ સાંભળતા નથી, કારણ કે એ બધા ઐશ્વર્યના મદથી છકી ગયા છે. યુરોપનો વિચારશીલ વર્ગ પણ આંસુ સારે છે. વ્યર્થ નારીત્વના દુઃખભારથી નારીહૃદય ભગ્ન થવાનો સમય આવી લાગ્યો છે. તેમના પોષાકે બધા ય નિયમોને નેવે મૂક્યા છે. પોતાના કેશને તેઓ પુરુષો જેવા રાખે છે. પુરુષોની માફક ચીરૂટ, સુરાપાન પણ નવી સભ્યતાનું અંગ મનાય છે. ત્યાંના પ્રવાસીઓ જણાવે છે કે સાયંકાળે નગરે નગરે દુર્નીતિનો જે પ્રવાહ ઊમટે છે તે જોઈને બધાંયનાં હૃદય ઉદ્વિગ્ન રહે છે. આ માનવસભ્યતા આપણને કયાં લઈ જશે?

હાલમાં ત્યાં સહશિક્ષણની હિમાયત કરનારી હીલચાલ ચાલી રહી છે. ત્યાં વિવિધ વિષયો જાણવા એવી પ્રથા છે. જ્યાં પાંચછ વિદ્યાર્થીઓ અને બેચાર વિદ્યાર્થિનીઓ હોય

ત્યાં ઓછે ખર્ચે શિક્ષણ દઈ શકાય ખરું; પરંતુ સમૂહશિક્ષણમાં વ્યક્તિત્વનું સ્ફુરણ જોઈએ તેવું થઈ શકે નહિ. કારણ કે જે દ્વારા શિવનો વિકાસ થાય તે દ્વારા શક્તિનો થઈ શકે નહિ. તે ઉપરાંત વળી એક શિવનો તેમજ અન્ય શિવનો વિકાસ પણ એક રીતે ન હોઈ શકે. અત્યારે તો માત્ર આર્થિક દૃષ્ટિ ધ્યાનમાં રાખીને જ ઘણા છાત્રોને એક જ સ્થળે શીખવવામાં આવે છે. ખરું જોતાં તો પ્રત્યેક શિષ્ય માટે ઇલાયદો જ માર્ગ હોય. આ રીતે જોતાં સમૂહશિક્ષણ લાભદાયી ન નીવડી શકે.

સહશિક્ષણ તેમજ સમૂહશિક્ષણની હિમાયત કરનારાં એક બાઈ હોલેંડથી અહીં આવ્યાં હતાં. તેમને ઘણાની સાથે વાતચીત થઈ હતી. તેમનીં ઇચ્છા કોઈ બાઉલને જોવાની થઈ, એટલે હું તેમને ગીતગોવિંદના રચનાર જયદેવના કેન્દુબિલ્વના એક હરિદાસ નામના બાઉસ પાસે લઈ ગયો. મેં માત્ર દુભાષિયાનું કામ કર્યું. બાઉલની વાણીથી તેમને ખૂબ આનંદ થયો. બાઉલે કહ્યું : “અમારામાં સ્ત્રી તેમજ પુરુષના અધિકાર સમાન છે, પરંતુ માર્ગ ભિન્ન છે.” ત્યારે તે બાઈએ કહ્યું : “યુરોપમાં અમે પુરુષોના તમામ અધિકારોનો દાવો કરીએ છીએ અને અમે તે મેળવીએ છીએ.” તે બાઉલે જણાવ્યું : “ત્યારે તો તમે પુરુષની મહત્તા સ્વીકારો છો, કારણ કે પ્રકારાંતરે તમે સ્વીકારો છો કે પુરુષની સાધના સ્ત્રીની સાધના કરતાં મોટી છે.”

“પરંતુ હું તો એમ પણ કહું છું કે સ્ત્રીઓને જેવી જરૂરિયાતો છે તેવી પુરુષોને પણ છે. છતાં તમારા

દેશના ભાવિ વિષે મને ઘણું દુઃખ થાય છે. કારણ કે તમારાં ભાવિ સંતાનો બિચારાં માવિહોણાં બનશે. તેમને બે પિતા હશેઃ એક તો પુરુષપિતા, બીજાં સ્ત્રીપિતા, કારણ કે શિક્ષણ દ્વારા તે લગભગ પુરુષ જેવી થઈ ગઈ છે.” આ સાંભળીને તેમને આશ્ચર્ય થયું. તમને સાંભળીને આનંદ થશે કે હોલેંડ જઈને તેમણે બધુ જ દ્રવ્ય ડેડવિનનિવાસી મિસિસ વ્હેનિંગને પરોપકારાર્થે આપી દીધું છે. હરિદાસે કહ્યું હતું કે મહત્તાનો આધારભૂત પાયો ત્યાગ છે. આથી સમજાશે કે યુરોપની નકલ કરવાથી આપણી સામાજિક સમસ્યાનો ઉકેલ થઈ શકે નહિ.

આ રીતે યુરોપે પોતાનો સામાજિક પાયો ગૂમાવ્યો છે. તેથી તે અત્યારે પૂર્વ તરફ નજર કરે છે. ટૂંકી દૃષ્ટિવાળા યુરોપિયન લોકો ગર્વ સાથે બેપરવાઈથી ફરે છે; અને દીર્ઘદૃષ્ટિવાળા મનીષિગણ પૂછે છે કે તમારા પૂર્વના સામાજિક આદર્શના ગંભીર સત્ય દ્વારા અમે ઉપકૃત થઈ શકીશું કે નહિ તે કહો. આપણા પ્રાચીન સમાજવ્યવસ્થાપકોની સમાલોચના કરીને તેમની ટીકા કરવી સહેલ છે, પરંતુ નવીન સમાજની પુનઃરચના કરવી કપરું કાર્ય છે. આપણી ચાતુર્વર્ણ્યની વ્યવસ્થાથી જે કાંઈ અન્યાય થયો હતો તેને શુદ્ધ કરવા માટે અનેક પ્રયત્નો થયા છે. તેમાંનો એક પ્રયત્ન છે આપણી આશ્રમવ્યવસ્થા. તે પ્રમાણે દરેક વ્યક્તિનું જીવન ચાર આશ્રમમાં વહેંચી નાખવામાં આવ્યું છેઃ બ્રહ્મચર્ય, ગાર્હસ્થ્ય, વાનપ્રસ્થ અને સંન્યસ્ત.

આ ચાર આશ્રમોમાંથી માત્ર ગાર્હસ્થ્યમાં જ પ્રભેદ

છે. બીજા ત્રણમાં તો જાતિભેદ છે જ નહિ, એટલે કે માત્ર જીવનનો ચોથો ભાગ ભેદ પર પ્રતિષ્ઠિત છે. તે ઉપરાંત લોકો એમ પણ સમજતા હતા કે બીજો આશ્રમ માત્ર તે વખત પૂરતી જ વ્યવસ્થા છે. વાનપ્રસ્થના સમયમાં સર્પ કાંચળી ઉતારે તેમ તેઓ ગાર્હસ્થ્યધર્મનો ત્યાગ કરતા. તે વખતે શિખા અને સૂત્રનો કાંઇ જ અર્થ રહેતો નહિ. તેથી એક આશ્રમના ભેદના વિષનો **પરિપાક** કરવા માટે તેઓ ત્રણ આશ્રમોમાં મૃત્યુંજયની પેઠે તપશ્ચર્યાપૂર્વક સાધના કરતા. આપણા દુર્ભાગ્યની વાત છે કે આપણા બ્રહ્મચર્ય, વાનપ્રસ્થ અને સંન્યાસ; એમ ત્રણે આશ્રમો ગયા છે. રહ્યો છે માત્ર ભેદનો વિષભર્યો ગાર્હસ્થ્ય આશ્રમ. ગૃહી પણ જાણતા નથી કે તેમના જીવનનો ઉદ્દેશ ત્રણ આશ્રમોનું પાલન કરવાનો છે. જ્યારે એ પ્રકારનું પાલન થતું ત્યારે તેના પોતાના વિષનો પરિપાક આપોઆપ થઈ જતો; કારણ કે બ્રહ્મચારી અને સંન્યાસીની સેવા કરવાથી સર્વે જાતિઓની ભેદબુદ્ધિ ક્ષીણ થઈ જતી. "મારો પુત્ર બીજેથી ભિક્ષા મેળવીને બ્રહ્મચર્યની સાધના કરે છે, બીજાનો પુત્ર મારે ઘેરથી ભિક્ષા મેળવીને બ્રહ્મચર્યની સાધના કરે છે," એવી ભાવનાથી પ્રત્યેક જીવન ક્ષુદ્ર સ્વાર્થથી વિમુક્ત રહેતું. એ વખતે સર્વેના પુત્રો સમગ્ર સમાજના ગણાતા. આવો વિશાળ આદર્શ દૃષ્ટિ સમક્ષ રહેતો હોવાથી ક્ષુદ્ર સ્વાર્થબુદ્ધિ ક્રમશઃ ક્ષીણ થતી જતી. આ બતાવી આપે છે કે તેઓ આદર્શને મહત્ત્વ આપતા, નહિ કે પદ્ધતિને. તેઓ જાણતા હતા કે જ્યાં જ્યાં કર્મનાં ફળની આકાંક્ષા રાખનારા લોકો હોય છે, ત્યાં ત્યાં આદર્શના

કરતાં પદ્ધતિ દ્વારા તેઓ જલદીથી ફળ મેળવવા ઇચ્છે છે. આદર્શવાદી લોભી હોતા નથી, કારણ કે એમને મુક્તિ ગમતી હોય છે. તેથી તેઓ ફળનો ત્યાગ કરે છે. પરિણામે તેમની સાધના શુદ્ધ, સત્ય અને ગંભીર હોય છે. એટલે કે પસંદગી માટે બે વાતો છે: આદર્શ અને ઐશ્વર્ય. આપણે તેમાંથી કયી માનીશું ?

ચાતુર્વર્ણ્યમાં ગાર્હસ્થ્ય આશ્રમમાં રહેલી ભેદબુદ્ધિનું શુદ્ધીકરણ બાકીના ત્રણ આશ્રમોમાં થતું. આ શુદ્ધીકરણનો બીજો ઉપાય હતો પુનર્જન્મવાદ. વર્તમાન જીવનમાં જે શૂદ્ર હોય તે પર જીવનમાં બ્રાહ્મણ બને અને એ પ્રકારે અનંત કાળમાં પ્રાપ્ત થતા અનેક જન્મોમાં અનેક રીતે શુદ્ધ થવાનો પ્રયત્ન કરે. બ્રહ્મચારીઓ તેમજ સંન્યાસીઓ ગૃહસ્થને ઘેર જઈને વારંવાર ભિક્ષા ગ્રહણ કરતા હોવાથી ગાર્હસ્થ્ય અને સાધના વચ્ચે સંપૂર્ણ વિચ્છેદ થવા પામતો નહિ. ગાર્હસ્થ્યમાં પણ ઘણા પ્રમાણમાં સાધના પ્રવેશ પામતી અને એ સાધનામાં માનવભાવ (human interest) રહેલો હોવાથી સંસ્કૃતિ વાણાતાણાની માફક ઓતપ્રોત થઈ જતી. મહાત્મા કબીર કહે છે કે જ્યાં સાધના છે ત્યાં સાંસારિકતા નથી, જ્યાં સાંસારિકતા છે ત્યાં સાધના નથી, ત્યાં પૂર્ણાંગ જીવન નથી. માત્ર તાણાથી કે વાણાથી મનુષ્યની લાજ ઢંકાય નહિ. તાણાવાણા મળીને માનવની લાજ સચવાય.

આ કારણથી જ શિક્ષાર્થી બ્રહ્મચારી વિચારતા કે તેઓ સમસ્ત સમાજના અંશ છે, જુદા નહિ. પશ્ચિમનાં અનાથાશ્રમો, ઈસ્પિતાલો કે વૃદ્ધાશ્રમોની પેઠે તેમનો શિક્ષાશ્રમ

સમગ્ર માનવસમાજથી જરા ય ભિન્ન ન હતો. બ્રહ્મચર્ય આશ્રમ તો સમગ્ર જીવનનું અંગ હતો. તેથી જ બ્રહ્મચારીઓ સમજતા કે સમગ્ર માનવસમાજના અંગભૂત થઈને જ તેમણે સાધના કરવાની છે. આથી તેઓ અનંત કાળનું જ્ઞાન પ્રાપ્ત કરતા. આ જ્ઞાન એકલા ગુરુનું ન હતું, એ તો અખંડ પરંપરાથી ચાલ્યું આવતું. એનું મૂલ્ય કોને દેવું? એ તો સૌનું ધન, તેને વેચી શકે કોણ? જ્ઞાન બધા ય માનવોનું પરમ ધન છે.

આપણે જ્યારે પિતૃતર્પણ કરીએ છીએ ત્યારે પ્રથમ તો આપણા કાયા-પિતાની પિતૃપરંપરાની પહેલાં આપણા જ્ઞાનની પિતૃપરંપરાનું સ્મરણ કરવામાં આવે છે. તે માટે આપણે આપણા સઘળા ઋષિઓનું,–અંગિરા, નારદ, પુલસ્ત્ય વગેરેનું, તર્પણ કરીએ છીએ *

ત્યાર પછી જેઓ વેદના અનુગામી જ્ઞાનદાતા હોય છે તેમનું સ્મરણ કરીએ છીએ. પછી ભક્તિદાતા ઋષિઓ— સનક, સનંદન, સનાતનનું સ્મરણ કરવામાં આવે છે. ત્યારબાદ વેદના વિરોધી, ભક્તિના વિરોધી, એટલે કે નાસ્તિકનું કપિલશ્ચાસુરિશ્ચૈવ વોઢું પઞ્ચશિખસ્તથા । સર્વે તે તૃપ્તિમાયાન્તુ । સ્મરણ થાય છે. આ રીતે પ્રથમ આત્માના પિતા, પછી દેહના પિતા, એવો ક્રમ હતો.

શિક્ષણના સમયમાં પણ આપણે એ વાત ભૂલવાની નથી કે આત્માના પિતા ઉપર સઘળું જ્ઞાન પ્રતિષ્ઠિત છે અને તેથીજ કોઈ સાચા ગુરુ પૈસા માગતા નથી. લોકો

* જુઓ, બ્રહ્મકાંડ

ભૂમિ વેચી શકે, હવા વેચી શકે નહિ. ગુરુઓ દક્ષિણા ઇચ્છે એ સાધારણ નિયમનો વ્યતિક્રમ છે. શિષ્યો જ્ઞાનયજ્ઞ પૂર્ણ થયા પછી યથાશક્તિ દક્ષિણા આપી જતા, કારણ કે દરેકના દિલમાં એવી ઇચ્છા રહેતી કે પ્રાણ ભરીને દક્ષિણા આપીએ. આપણે એવા પણ ગુરુઓ જોઈએ છીએ કે જેઓ કહેતા, "હે વત્સ ! તું જે દક્ષિણા આપે છે તે દક્ષિણા નથી. મારી પાસેથી તેં જે સત્ય મેળવ્યું છે તે પૂર્ણભાવે તારામાં પ્રતિષ્ઠિત થાય એ જ મારી પૂર્ણ દક્ષિણા છે. એ મને ક્યારે આપીશ ? એ દક્ષિણાની હું પ્રતીક્ષા કરું છું અને જ્યારે એ આપીશ ત્યારે તારી વિદ્યા પૂર્ણ થશે."

આમ છતાં કેટલાક ગુરુઓ દક્ષિણા માગતા. તે પરથી કદાચ કોઈ એમ અનુમાન કરે કે એ ગ્રીક લોકોની અસરને લીધે બન્યું હશે. કારણ કે મેસોપોટેમિયા વગેરે સ્થળેથી જે શિલાલેખો નીકળ્યા છે તેમાં જણાય છે કે આર્યોના વૈદિક દેવતા ઇન્દ્ર, ચંદ્ર, વાયુ ઈત્યાદિના ઉપાસકો એ સર્વ દેશના અધિવાસીઓની સાથે પાસે પાસે વસતા હતા. તેમના સાધુઓ બહુ પ્રતિષ્ઠિત હતા. વળી એ પણ જાણવાનું મળે છે કે તે વખતના બે જૂદા જૂદા રાજાઓમાં મતભેદ પડેલો. તે વખતે તેનું સમાધાન કરવા માટે આર્યવૈદિક દેવતાના ઉપાસકોને મધ્યસ્થ તરીકે નીમવામાં આવ્યા હતા. તેમની ન્યાયબુદ્ધિ અને ધર્મબુદ્ધિ ઉપર તેમને એટલો બધો વિશ્વાસ હતો કે તેમણે કહ્યું: "તમારી ન્યાયબુદ્ધિથી અમારો વિરોધ મટાડો, કારણ કે તમારા દેવતા ન્યાયપરાયણ છે." પરસ્પર યુદ્ધ કરવા કરતાં તેમનો ન્યાય સારો એ ભાવનો શિલાલેખ બઘસ્કોઈમાંથી મળ્યો છે.

તક્ષશિલા, પુરુષપુર અને સમસ્ત ઉત્તરપશ્ચિમ ભારતના પ્રદેશમાં ગ્રીક તેમજ ભારતીય સભ્યતાનું મિલન થયું હતું. ત્યાંનાં વિદ્યાલયોમાં ગ્રીસની અસરથી દક્ષિણા દેવાની પ્રણાલિકા પડી હતી. તેથી જ તક્ષશિલા અને પુરુષપુરનું જ્ઞાન ભારતવર્ષમાં નિંદાને પાત્ર બન્યું હતું. પરંતુ ઘટનાક્રમે બન્યું એમ કે આપણા મહાન વૈયાકરણી પાણિની, યાસ્ક વગેરે ત્યાંના છે. જ્યાં બે ભાષાઓ મળે ત્યાં વૈયાકરણી થાય છે અને વૃત્તિકાર મધ્યદેશીય હોય છે. હું ગુજરાતી ભાષાનું સ્વરૂપ જાણતો નથી. ભારતવર્ષના ટીકાકાર પતંજલિ ગોનદતીર્થના હતા. કાતંત્ર વ્યાકરણની વૃત્તિઓ રચનાર દુર્ગસિંહ, વ્યાકરણપ્રણેતા ક્રમદીશ્વર, બોપદેવ, ચાન્દ્રકાર આદિ વૈયાકરણીઓ ભારતવર્ષમાં હતા. ગ્રીકમાં કોઈ સુંદર વૈયાકરણી નથી. આ દક્ષિણાપદ્ધતિ ગ્રીકની અસરને લીધે હશે કે નહિ એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે. પરંતુ આપણા પાપની જવાબદારી બીજા પર નહિ છોડી દેતાં હું એ વાત કહેવા માગું છું કે આપણા આદર્શમાં એથી વિચ્યુતિ થઈ હતી. *

---

* આસો વદ, ૮, ૧૯૮૨, ગુરુવાર, મધ્યાહ્ન

# વ્યાખ્યાન સાતમું

પ્રાચીન કાળમાં બ્રહ્મચારીઓને પાળવાના નિયમો મઠનિવાસી લોકોના જેવા પ્રાણહીન કે શુષ્ક નહોતા, પરંતુ આખા ય માનવસમાજને અનુલક્ષીને હતા. કલ્પસૂત્રમાં અને ગૃહ્યસૂત્રોમાં બ્રહ્મચર્ય સંબંધી જે નિયમો આલેખેલા છે, જેમકે સ્વચ્છતા, પહેરવેશ, હલનચલન, રીતભાત, વ્યવહાર, ચારિત્ર્ય ઈત્યાદિ,—એ સર્વેનું યથાર્થ પરિશીલન કરવાની મારી સૌને ભલામણ છે. ઉપનયન સંસ્કારને સમયે ગુરુએ પાળવાના નિયમોનો પણ એમાં સમાવેશ થાય છે. પાછળથી રચાયેલા બૌદ્ધ મઠોના વિનયગ્રંથોમાં જે 'પ્રાતિમુખ્ય' ગ્રંથ છે તેમાં દર્શાવેલા વિધિનિષેધોનું પ્રભવસ્થાન શ્રૌત, કલ્પ અને ગૃહ્યસૂત્રો છે. ભગવાન બુદ્ધે જે નિયમો ઘડયા તેનો આધાર આ સૂત્રો છે.

વારંવાર મેં એકની એક વાત ઉપર ભાર મૂકયો છે કે ભારતવર્ષમાં એવું કોઈ પણ કાર્ય નથી જેનો સંબંધ સમસ્ત માનવજીવન સાથે બંધબેસતો ન હોય. બૌદ્ધ સમયમાં મોટી મોટી સંસ્થાઓ–ઈસ્પિતાલો, વિશ્વવિદ્યાલયો— જામી હતી. બૌદ્ધ સંન્યાસીઓ ગૃહસ્થજીવન ગાળતા ન હતા, એટલે તેમના અંગત જીવન સાથે કશો ય સંબંધ નહિ હોવા છતાં ય સમસ્ત માનવજીવન સાથે ઓતપ્રોત થઈ ગયેલાં ઇસ્પિતાલો વગેરે સ્થાપવામાં આવેલાં. જૂદા જૂદા દેશોમાંથી વિદ્યાર્થીઓ પણ તેમનો લાભ લેવાને આવતા.

આવી સંસ્થાઓ આપણે માટે અભિમાન લેવા જેવી હતી, છતાં એટલું તો કહેવું ઉચિત લાગે છે કે એમાં માનવજીવન અને સમાજજીવન પરસ્પર સહાયકભાવે રહી શક્યાં નહિ, કારણ કે તેમાં પહેલાંનો બ્રહ્મચારીનો સંબંધ રહ્યો ન હતો.

બ્રહ્મચર્યનો સમય એટલે માનવજીવનનો અતિ કોમળ અને નાજુક સમય. આવે વખતે માતૃહીન થનારના દુઃખનો પાર નથી. ખરી માતાના હાર્દિક પ્રેમથી જે બાળક વંચિત રહ્યું હોય તેના જીવનનો વિકાસ સ્વાભાવિક રીતે ભાગ્યે જ થાય છે. ત્યારે બ્રહ્મચારીઓ માતા ક્યાંથી પામે? આનો જવાબ ગુરુના ગૃહસ્થ જીવનમાંથી મળે છે. ગુરુપત્ની બ્રહ્મચારીઓની માતાનું સ્થાન લેતી. નિયમ એવો હતો કે આચાર્યે ગૃહસ્થજીવન ગાળવું. તે વિના આચાર્ય ન થવાય. આચાર્ય જે જ્ઞાન આપે તે જ્ઞાનને જીવંત, સુકોમળ અને સુંદર બનાવવાનું કામ માતૃહૃદયવાળા પ્રેમથી આચાર્યપત્ની કરતાં.

સૂર્યના પ્રકાશની અને તાપની ઘણી જ જરૂર છે, પરંતુ જો રાત્રિની શીતળતા ન હોય તો જગત દગ્ધ થઈ જાય. સૂર્યના પ્રખર તાપમાં જે વનસ્પતિ ઇત્યાદિ બળીજળીને સૂકાં થઈ જાય છે તે રાત્રિની અંધકારભરી શીતળતામાં જીવનને પામે છે. આટલા માટે જ જીવન પછી મૃત્યુની આવશ્યકતા છે. જીવનથી આપણે જે અંશે ગૂમાવીએ છીએ તે અંશે મૃત્યુથી આપણે પૂર્ણતાની નિકટ પહોંચતાં જઈએ છીએ. મૃત્યુ એટલે ક્ષતિ નહિ, પરંતુ

પૂર્ણતા. જીવનમાં કે દિવસમાં જે કાંઈ ક્ષતિ, ઘસારો કે શુષ્કતા લાગ્યાં હોય તે મૃત્યુ કે રાત્રિ દૂર કરે છે. ગુરુઓ સૂર્યની માફક જે જ્ઞાનજ્યોતિથી શિષ્યોને ઉજાળતા તેને ગુરુપત્નીઓ ચંદ્રની જેમ પ્રેમરૂપી અમીવર્ષણથી સીંચતાં. અત્યારે આપણા છાત્રો છાત્રાલયોમાં શેકાય છે! એ મરુભૂમિમાંથી કયી માતા તેમનો ઉદ્ધાર કરશે? રણમાં પણ રાત્રિની શીતળ શાંતિ વ્યાપે છે, પરંતુ આ છાત્રાલયોરૂપી રણમાં તો જનનીના પ્રેમની શીતળ રાત્રિનો કદિ અનુભવ થતો નથી!

જીવનપુષ્પના પ્રથમ મુકુલને જ જ્ઞાનની તપસ્યા માટે હોમવામાં આવે એથી વધારે વિચિત્ર આ જગતમાં શું હોઈ શકે? આપણે ત્યાં એવો નિયમ છે કે વૃક્ષનું પ્રથમ ફૂલ કે ફળ દેવને અર્પવું, ગાયનું પ્રથમ દૂધ દેવને અર્પવું, દિવસનો પ્રથમ ભાગ ઈશ્વરપ્રીત્યર્થ ગાળવો. આ પરથી સમજી શકાશે કે જીવનનો પ્રથમ ભાગ જે શૈશવ, તે જ્ઞાનદેવતાની સેવામાં શાથી અર્પવામાં આવતો હતો. ભારતવર્ષમાં જ્ઞાનદેવતાનું મહત્વભર્યું સ્થાન છે. શિશુરૂપી પુષ્પને જ્ઞાનદેવતા માતૃસમાન છે. તેથી જ જ્ઞાનનાં અધિષ્ઠાત્રી દેવતા પુરુષ નહિ પરંતુ સ્ત્રી છે. આ આપણે માટે સૌભાગ્યની વાત છે. પરંતુ કમનસીબે વર્તમાન સમયમાં જ્ઞાનદેવતાની પ્રતિનિધિરૂપ મૂછવાળી માતા નજરે પડે છે! સાચી માતા ગૂમાવી એ આપણું કેવું દુર્ભાગ્ય!

વળી માતાનું પણ દુર્ભાગ્ય છે કે વિદ્યા સંપાદન કરાવવામાં પોતે પુત્રવિહોણી બની છે. આમ પુત્રહીન માતા

અને માતાહીન પુત્રનાં ટોળથી દેશની ઉન્નતિ શી રીતે સંભવે ?

પ્રાચીન કાળમાં જ્ઞાનસાધના દરમિયાન માતા પુત્રને કે પુત્ર માતાને ગૂમાવતાં નહિ, કારણ કે એ જીવનના અતિશય કોમળ અને પવિત્ર સમયે જ આખા ય જીવનનું મહાસત્ય જીવનક્ષેત્રમાં વવાતું. આપણે જાણીએ છીએ કે બીજ ત્યાં જ વવાય જ્યાં ભૂમિ નરમ હોય, કારણ કે એવી ભૂમિમાંથી જ અંકુર ફૂટી શકે છે. કઠણ ભૂમિમાંથી કાંઈ જ ન ફૂટે. કઠણ ભૂમિમાં કદાચ જ્ઞેય વસ્તુનો ઢગ કરી શકાય, પણ સજીવ જ્ઞાનનું બીજ તેમાંથી અંકુરિત થઈ શકે નહિ. એટલે કે હાલની પધ્ધતિ પ્રમાણે જ્ઞાનનો ભંડાર પુષ્ટ કરી શકાય, પણ બીજ તો ન જ વાવી શકાય, સંચય થઈ શકે પણ સર્જન તો ન જ સંભવે.

વળી બીજી એક મહત્વની વાત એ છે કે જીવનની શરૂઆતમાં બાળકો અહંભાવથી (self-consciousness) રહિત હોય છે. જ્ઞાનપ્રાપ્તિમાં અહંભાવનો અભાવ એ ઘણો સહાયક છે, કારણ કે જ્યારે અહં પક્વ થવામાં હોય છે ત્યારે એવું કઠણ બની જાય છે કે તે પર બીજું કોઈ બીજ અંકુરિત થઈ શકતું નથી. એટલા માટે ભારતવર્ષના તમામ સાધકો એકે અવાજે જણાવે છે કે બેન્જામીન ફ્રેન્કલીનના જેવી આત્મપરીક્ષણ કરીને નોંધ કરવાની નીતિ વ્યવહારપક્ષે કદાચ ઠીક ગણાતી હોય, પરંતુ આધ્યાત્મિક જીવનની દૃષ્ટિથી, વાસ્તવિક જીવનની દૃષ્ટિથી, એ નીતિ આત્મઘાતી છે. કારણ એ છે કે સાધનાનું જીવન આપણામાં નાળિયેરના

પાણીની જેમ ( नारीकेलफलाम्बुवत ) ધીરે ધીરે સંચાર પામે છે. સત્યની સાથે શ્રદ્ધા અને ચેતનાના ડીંટાથી જીવન યુક્ત થવું જોઈએ. આમ થાય ત્યારે જ અજ્ઞાતભાવે હૃદયની શૂન્યતાને એ સત્ય પરિપૂર્ણ રીતે ભરી દઈ શકે. જો નાળિયેરને જિજ્ઞાસા થાય કે મારામાં જળ કેવી રીતે ભરાય છે એ મારે જોવું છે અને તેમ કરવાને જો એ પોતાનું ડીંટું ભાગી નાંખીને કુતૂહલ સાર્થક કરે, તો તેની જિજ્ઞાસા સંતોષાય, પરંતુ તેની આત્મપરિપૂર્ણતાની ધારા નિત્યને માટે ખંડિત થઈ જાય. આ કથનને અનુરૂપ એક બૌદ્ધ વાત છે.

એક રાજાના બાગમાં ઘણાં ઝાડ હતાં. તેનું પાલન કરવા માટે ઘણા માળી રાખવામાં આવ્યા હતા. તેમનું કામ એ વૃક્ષોને પાણી પાવાનું હતું. આથી માળીઓ કદાપિ કયાં ય જઈ શકતા નહિ. નજીકમાં એક વાર કોઈ મોટો ઉત્સવ હતો. ત્યાં પહોંચતાં એક દિવસ લાગે તેમ હતું. બધા માળીઓએ ત્યાં જવાનું નક્કી કર્યું, પણ પાણી પાવાની વ્યવસ્થા શી રીતે કરવી? એ બાગમાં વાનરો ઘણા હતા. તેમનો ઉપદ્રવ કાંઈ ઓછો ન હતો. માળીઓની નજર વાનરો તરફ વળી. તેમણે વિચાર કર્યો: “ આ બધાં માણસો જેવાં છે, તો તેમને પાણી પાવાનું કામ સોંપી દઈને આપણે જઈ શકીએ.” તેથી તેમણે વાનરોના અધિપતિને બોલાવીને કહ્યું: “ તમે દરરોજ અમારા બાગનાં ફળ ખાઈ જાઓ છો, તો એકાદ દિવસ ઝાડને પાણી પાવાની સેવા જરા ન કરો?” વાનરોના અધિપતિએ કહ્યું કે જો તમારો વિશ્વાસ હશે તો અમે જરૂર તેમ કરીશું. માળીઓએ કહ્યું:

"ઊંડાં મૂળવાળાં ઝાડને વધારે પાણી પાજો અને બીજાંને પ્રમાણમાં ઓછું પાજો." આમ કામ સોંપીને માળીઓ નિશ્ચિંતપણે મેળામાં ગયા.

બીજે દિવસે સવારે વાનરોના અધિપતિએ વાનરોને નીચે પ્રમાણે કહ્યું: "બધાં ઝાડને ખોદીને જુઓ કે કોનાં મૂળ ઊંડાં છે અને કોનાં નહિ." વાનરોને તો પૂછવું જ શું? પરિણામ તમે કલ્પી શકો છો. ઝાડ તો લાંબાં થઈને સૂઈ ગયાં! વાનરોએ વિચાર્યું કે હાશ, બિચારાં ઝાડને કેવો સરસ આરામ મળ્યો છે!

રાતે માળીઓ પાછા આવીને જુએ છે તો ઝાડ બધાં સૂતેલાં! તેમણે વાનરોને બોલાવીને પૂછ્યું કે આ શું? વાનરોના અધિપતિએ કહ્યું: "અરે, અમે તો ખૂબ જ મહેનત કરીને ઝાડને પાણી પાયું છે. તમારા વખતમાં ઝાડ તો બિલકુલ આરામ પામતાં નહિ, બિચારાં આખી રાત ઊભાં રહેતાં. જુઓને, આજે બધાં કેવાં સૂતાં છે, ઘસઘસાટ ઊંઘે છે!" માળીઓ તો આ સાંભળીને અવાક બની ગયા! અંતે વિષાદપૂર્વક બોલ્યા: "તમે આ શું કર્યું?" ફરી પાછું તેણે કહ્યું: "કેમ, તમે નહોતું કહ્યું કે ઊંડાં મૂળમાં વધારે અને ટૂંકાંમાં ઓછું પાણી રેડજો? અરે, અમે તો ખૂબ ચીવટ સાથે બરાબર મૂળની લંબાઈ માપી માપીને પાણી પાયું છે, કદાચ ભૂલ થઈ ન જાય એ હેતુથી." માળીએ કહ્યું: "અરે, ભલા ભાઈ, તમે તો નખ્ખોદ વાળ્યું." આત્મવિશ્લેષણના અતિરેકથી કેવો અનર્થ થાય છે તે માટે આ વાત એક સુંદર દૃષ્ટાંતરૂપ છે.

અત્યારે યુરોપમાં શિક્ષણની પદ્ધતિના પ્રયોજકો કાંઈક અંશે માનવા લાગ્યા છે કે અહંજ્ઞાન હરકોઈ જીવંત શિક્ષણને માટે વિઘ્નરૂપ છે. માટે જ બધી ધર્મસાધનામાં કહ્યું છે કે જો ધર્મજીવનનો લહાવો લેવો હોય તો ધર્મને ગૌણ કરો, જીવંત જીવનને (dynamic life) પ્રધાન માનો. અહંકારનો ક્ષય કરવો એ મુખ્ય વાત છે, પરંતુ અહંનો સંપૂર્ણ ક્ષય થાય તો જીવન ટકે નહિ. માટે અહં રહેવું જોઈએ પરંતુ અજ્ઞાત સ્થિતિમાં રહેવું જોઈએ.

આ અહંની સાધનાના વિષયમાં બાઉલની એક સરખામણી સરસ છે. નાનાં બાળકો ગોટલામાંથી નીકળતી ગોટલીમાંથી સીસોટી બનાવે છે. ગોટલીને તેમ બનાવવા માટે ઘસવી તો પડે જ છે, પણ ઘસતાં ઘસતાં તેમાં એક એવું પડ આવે છે કે જો એ પડ ઘસાઈ જાય તો તે વાગી શકે નહિ. તેવી જ રીતે અહંનો ક્ષય તો ઠીક છે, પરંતુ તેનો આત્યંતિક ક્ષય થવાથી ધર્મજીવનનો લાભ અનુભવી શકાતો નથી. માટે કરીને અહંના વિલોપનના કરતાં તેનું પ્રાબલ્ય ઘટાડવાની જ માત્ર જરૂર છે.

બૌદ્ધકાલીન બ્રહ્મચર્યની ભાવનામાં પણ અહંકારનો વિનાશ કરવો એ મહત્વની વાત ગણાતી. પરંતુ શૈશવમાં કે કૌમારમાં આમ બનવું સહેલ નથી. બ્રહ્મચારીની અવસ્થામાં અહંનો વિકાસ થયો જ હોતો નથી, એટલે એ વખત ઉત્તમોત્તમ પ્રકારનાં જ્ઞાનબીજ વાવવા માટે ખૂબ અનુકૂળ છે. જો એ સમયમાં જ જીવનમાં જ્ઞાનજ્યોતિનો પ્રકાશ ઝળહળવા લાગ્યો હોય તો પાછળથી જીવનના માર્ગમાં કોઈ

વસ્તુ બાધા કરી શકતી નથી. જ્ઞાન અગ્નિની ગરજ સારે છે, દોષમાત્રને એ ભસ્મીભૂત કરી દે છે. ગૃહસ્થજીવનમાં આવિર્ભાવ પામતી ભેદબુદ્ધિના, અનેક પ્રકારની સંકીર્ણતાઓના વિષમાંથી મુક્ત રહેવા માટે આ મૃત્યુંજય અમૃત બ્રહ્મચર્યાવસ્થામાં પાવાની જરૂર છે. આવી દીક્ષા પામનાર બ્રહ્મચારીઓને દુઃખો અને આઘાતો આનંદનો વિષય થઈ પડે છે જ્યાંસુધી અજ્ઞાનનું આવરણ દૂર ન થયું હોય ત્યાં સુધી જ દુઃખ અને આઘાત વિષમ લાગે છે, પરંતુ જ્ઞાનનાં કિરણો ઝળહળતાં વેંત માધુર્ય અને અમૃતાનંદનો આસ્વાદ અનુભવાય છે.

કદાચ સુફીઓ દ્વારા પ્રાપ્ત થયેલી બ્રાઉનીંગની એક વાતમાં આ વસ્તુનું રૂપાંતર આપણને જોવા મળે છે. એક વૃદ્ધ પુરુષ જાત્રા કરતો કરતો થાકયોપાકયો કોઈ એક દ્વાર પાસે જઈ પહોંચ્યો. આજુબાજુ કોઈ આશ્રયસ્થાનને અભાવે મંદિરનાં દ્વાર ખુલ્લાં હોવાથી તેણે વિચાર કર્યો કે આજની રાત અહીં ગાળીશ. રાત્રિનો અંધકાર જામતો હતો તેણે જેવો મંદિરમાં પ્રવેશ કર્યો કે તેને ઠેકઠેકાણે, પગમાં, માથામાં, એમ બધે વાગવા લાગ્યું. એટલામાં એક દશબાર વર્ષની કન્યા ત્યાં બત્તી લઈને આવી પહોંચી. પેલા યાત્રાળુએ કન્યાને પૂછયું : “ આ શું છે ? મને આ બધું શું અથડાય છે ? ” કન્યા હસતી હસતી બોલી : “ મંદિરના દેવતાને આપના આગમનની ખબર હોવાથી આપને બેસવા માટે આ આસન રાખ્યું છે, સૂવા માટે પથારી પાથરી છે, હાથપગ ધોવા માટે જળપાત્ર ભર્યાં છે, ભૂખતરસ ટાળવાને ખાણુંપીણું તૈયાર કર્યાં છે, પહેરવા

ઓઢવાને વસ્ત્રોની આ પેટી છે. દિવસે આ બધું તૈયાર કરી રાખેલું કે જેથી આપ રાતને સમયે આવો ત્યારે આપનો થાક દૂર થાય, તૃષા મટે અને નીરાંતે આરામ લઈ શકો. પણ આપે મંદિરમાં દીવા વગર પ્રવેશ કર્યો તેથી જ આપને માટે આ જે સુખનાં આયોજન થયાં છે તે જ આપને આઘાત કરનારાં નીવડયાં!” માત્ર પ્રદીપને અભાવે જે સામગ્રી અનુકૂળતા માટે હતી તે પ્રતિકૂળ નીવડી!

શું આવું જ આપણા જીવનમાં નથી બનતું? જેને આપણે દુઃખ કે આઘાત ગણીએ છીએ તે બધા જો આપણા હાથમાં કન્યાના જેવો જ્ઞાનપ્રદીપ હોય તો શું તેવાં લાગે? અરે, એનાં એજ ઉપકરણ આપણાં સુખનાં સાધન બને! માટે જ જીવનમંદિરમાં પ્રવેશવાના પ્રારંભકાળમાં બ્રહ્મચારીના હાથમાં ક્ષણે ક્ષણે ઉપયોગી થઈ પડે એવો મહામોંઘો જ્ઞાનપ્રદીપ આપવામાં આવતો.

કેટલાકના મનમાં પ્રશ્ન થાય કે ભારતવર્ષમાં બાળકોને આમ તેમના જીવનના પ્રારંભકાળમાં સાધનાના જીવનમાં કેમ પ્રવેશ કરાવવામાં આવતો હશે? શું તેમનાં માતા-પિતા દયા વગરનાં હશે? આ પ્રશ્નમાં વિચારશીલ મનુષ્યોને કાંઇ વજુદ નહિ લાગે. દુઃખ માત્ર ઉપર શાશ્વત વિજય મેળવવા માટે અમૃતતત્વની દીક્ષાને કાજે પ્રસન્નવદને રજા આપવી એમાં સાચી દયા કે જીવનભર દુઃખમાં સડયાં કરે એવાં બાળપણમાં લાલનપાલન કરવાં એમાં સાચી દયા? ભારતવર્ષના ઋષિઓ સામાન્ય લાલનપાલનના કરતાં ચિરંતન લાલનપાલનમાં વિશેષ માનતા.

બ્રહ્મચર્ય આશ્રમ એટલે સત્યની જીવંત દીક્ષાનો કાળ, નહિ કે જીવનહીન-પ્રાણહીન શુષ્ક નિયમોની કે પ્રણાલિની કોઈ એક યાદિ. જ્યાં જીવન જ ન હોય, ત્યાં ગમે તેટલાં ઉપકરણો હોય તો ય તેનો શો અર્થ?

•

બાઉલની એક વાત છે. એક ગામમાં એક અપરિણીત ગાંડી બાઈ હતી. એ હંમેશાં જોતી કે બધી જ સ્ત્રીઓ પતિના આગમનને વખતે સૌભાગ્યનાં ચિહ્ન ધારણ કરે છે, જેમ કે કપાળમાં કંકુ, હાથમાં ચૂડી, પગમાં મેંદી, ફૂલના ગજરા વગેરે. એક વાર તે પણ આ બધાં ઉપકરણોથી સજ્જ થઈને ગામમાં ફરવા મંડી. એવામાં તે મંદિર પાસે આવી. તે વખતે કપાળમાં તિલક, ગળામાં માળા વગેરેથી સજ્જ થયેલા ગામના પુરોહિત મંદિરમાંથી બહાર નીકળતા હતા. તેમણે પેલી ગાંડીને જોઈ અને પૂછ્યું: "કેમ અરે પાગલી, આ બધી શી ધામધૂમ છે?" ગાંડી બોલી: "કેમ, જાણતા નથી કે મારા સ્વામી આવે છે!" પુરોહિતે કહ્યું: "પણ તારાં તો લગ્ન જ ક્યાં થયાં છે કે તારા પતિ આવવાના હોય?" ગાંડીએ જણાવ્યું: "સ્વામી આવવાના હોય ત્યારે બધી જ સ્ત્રીઓ આમ પહેરે છે, તેથી મેં પણ આ બધું પહેર્યું છે, જેથી મારા સ્વામી પણ આવે!" "અરે ગાંડી, પણ જેના સ્વામી હોય તે આવે, તારે તો મૂળમાં જ સ્વામી નથી ત્યાં કોણ આવવાનું? ખરી ગાંડી!" ગાંડી બોલી: "મને લાગે છે કે તમે જ ખરા પાગલ છો, કારણ કે જેના હૃદયમાં ઈશ્વર આરૂઢ થયેલ હોય તે તમારા જેવો વેષ રાખે તો કદાચ ચાલે, પરંતુ તમે તો ઊલટું આનો

ભેખ ધારણ કરીને ભગવાનને હૃદયમાં સ્થાપવાની આકાંક્ષા સેવો છો? હું તો ધારું કે કદાચ આવા કૃત્રિમ ઉપાયો દ્વારા પણ કોઈ મનુષ્ય દેહધારી સ્વામીને પ્રાપ્ત કરી શકીશ, પરંતુ જે મહા કઠોર સાધનાથી પ્રાપ્ત કરી શકાય એવા વિશ્વના સ્વામીને તમે આવા ભેખથી શી રીતે મેળવશો?" અસ્તુ!

તાત્પર્ય એ છે કે મૌલિક જીવન એજ મહત્વની બાબત છે, કોઈ પ્રણાલિ કે પદ્ધતિ એ ગૌણ માત્ર છે. આવા જીવનથી બધાં જડ ઉપકરણો સચેતન થઈ જાય છે, ધન્ય થાય છે. દીવાનાં પાત્ર, તેલ, દીવેટ બધું જ અર્થહીન છે; પરંતુ જેવી શિખા પ્રગટી કે તરત જ તે પાત્ર, તેલ અને દીવેટ ચેતનવંતાં બની જાય છે! અને જ્યાંસુધી એ જ્યોત પ્રગટી ન હોય ત્યાંસુધી એક નવટાંકને બદલે ભલેને દશ મણ તેલ વાપરો, એક નાનકડી દીવેટને બદલે ભલેને આખું થાન વાપરો, તો ય શું? કાંઈ જ નહિ. અરે, એથી તો એક ચિનગારી પણ ન પ્રગટે! જ્યોતિના સ્પર્શ માત્રથી બધું જ ઝળહળી ઊઠે, પ્રાણમય બની જાય, પ્રકાશ ફેલાવે! *

* આસો વદ ૮, ગુરુવાર, ૧૯૮૨

## વ્યાખ્યાન આઠમું

વૈદિક સાહિત્યમાં યજ્ઞયાગ અને ક્રિયાકાંડના વિધિ-નિષેધ ઉપર વધારે ભાર મૂકવામાં આવ્યો છે એ વાત સાચી છે, પરંતુ એ બધાંમાં ઓતપ્રોત જે સત્ય છે તે ગુરુ દ્વારા મનુષ્યની પાસે વ્યકત થવું જોઈએ એ પણ તેટલી જ સાચી વાત છે. ગુરુના યોગથી એ સત્ય જ્યારે શિષ્ય પામે છે, ત્યારે શિષ્યના ગૃહસ્થજીવનમાં રહેવા પામતાં ક્ષતિ, શુષ્કતા પૂરાઈ જાય છે. આ ગુરુપરંપરા એક રીતે સમસ્ત માનવસમાજની સ્થિતિ પવિત્ર અને શુદ્ધ રાખવાનું કાર્ય કરતી હતી, કારણ કે બાળકને ગુરુને ઘેર મોકલવો એનો અર્થ એક અસંસ્કૃત રત્નને ( uncut diamond ) સંસ્કારી તેજસ્વી બનાવવા માટે યોગ્ય સ્થાને મોકલવો એવો હતો.

જ્યાં જીવ છે ત્યાં શિવ પણ છે. પશુધર્મ અને દેવ-ધર્મ પરસ્પર સંયુકત છે. ગુરુઓ પશુધર્મને નિર્મળ કરીને સમાજમાં રૂપાંતર સાધતા અને તેથી જ તે વખતનો સમાજ યજ્ઞયાગ અને વિધિનિષેધ પરાયણ હોવા છતાં ગુરુઓ સમગ્ર સમાજનું જરા ય અધઃપતન થવા દેતા નહિ. દરેક મનુષ્ય સમાજના કલેવરનું એક અંગ છે. ગુરુ એ વ્યકિતની વિશુદ્ધિ જાળવીને સમાજની વિશુદ્ધિ પણ સાધતા. આ રીતે જોતાં ગુરુઓની જવાબદારી નાનીસૂની ન હતી એ સમજાશે.

તાંત્રિકોમાં એક પ્રાચીન વૈદિક ઉપાખ્યાન આ પ્રમાણે પ્રચલિત છે. ગુરુને ઘેર ઘણા દિવસ રહેવા છતાં એક

શિષ્યને ગુરુએ સમાવર્તન ન આપ્યું. આ દરમિયાન બીજા અનેક શિષ્યો આવ્યા અને ગયા, તેમને સમાવર્તન મળ્યું. આથી શિષ્યના મનમાં એમ થયું કે ગુરુને મારા તરફ સદ્‌ભાવ નથી. પરંતુ તેને પોતાનો દોષ જણાયો નહિ. છેવટે અકળાઈને તેણે એક દિવસ ગુરુને કહ્યું: "ગુરુદેવ, આપ બીજાને સમાવર્તન આપો છો અને મને આપતા નથી, એમ કેમ?" ગુરુએ કહ્યું: "તને જ્યારે આવો સંશય થયો ત્યારે તે વિષે મારે તને કાંઈ કહેવાપણું નથી. જ્યાં દર્પણ સમતલ ન હોય ત્યાં જોવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. વિરૂપ જોવું તેના કરતાં ન જોવું ઇષ્ટ છે." આ સાંભળીને તે શિષ્ય બોલ્યો: "ત્યારે આપની અનુજ્ઞા વિના જ હું ગૃહી થઈશ." ગુરુએ કહ્યું: "ભલે, મને કશો જ વાંધો નથી. પરંતુ હું સમાવર્તન તો હમણાં નહિ જ આપું."

પછી તે શિષ્યે નજીકના ગામમાં જઈને કહ્યું કે હું અમુક ગોત્રોત્પન્ન અમુક પ્રવર છું, મેં અમુક અમુક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, અને અમુક શાસ્ત્રોમાં હું પારંગત છું. હવે મારી ઇચ્છા ગૃહી થવાની છે. માટે મને કન્યાદાન દઈને કોઈ ગૃહસ્થજીવનમાં પ્રતિષ્ઠિ કરો." આ સાંભળીને તે ગામના લોકોએ તેને પૂછયું: "હે વત્સ! તમે સૌમ્ય છો, દર્શનીય છો, ભદ્રગોત્રોત્પન્ન છો, મહાપ્રવર અને ઉત્તમ શાસ્ત્રમાં પારગામી છો. એ બધું જ અમને કબૂલ છે. પરંતુ ગુરુએ તમને સમાવર્તન દીધું કે કેમ તે કહો." તેણે કહ્યું: "ના." ત્યારે લોકોએ કહ્યું: "તમે સર્વ પ્રકારે સુલક્ષણ હોવા છતાં પણ ગુરુએ જ્યારે સમાવર્તન નથી દીધું

ત્યારે અમે કેમ કરીને કન્યાદાન કરીએ ?" આમ તે એક ગામથી બીજે ગામ ફરવા લાગ્યો, પરંતુ બધે જ એક ઉત્તર મળ્યો. અંતે હતાશ બનીને ગુરુની પાસે ગયો. ગુરુએ પૂછ્યું : "કેમ, વત્સ, ગૃહી થયો કે નહિ ?" શિષ્યે કહ્યું : "આપના સમાવર્તન વિના કોઈ કન્યા દેવા તૈયાર નથી." ગુરુએ કહ્યું : "કોઈએ તને કન્યા દીધી હોત તો હું ખુશ થાત. મારા પરથી આચાર્યપદનો ભાર ઓછો થાત, કારણ કે અમારા ઉપર ગૃહસ્થ થવાનો ભાર છોડી દઈને સમાજ નિશ્ચિંત છે. અમારા પર નિર્ભર રહીને લોકો પોતાના પ્રાણથી પણ વહાલી પોતાની કન્યાને દાન કરે છે. એ કન્યાને કોઈ દુઃખ પડે તો માબાપના આત્માને આઘાત લાગે. એથી વિશેષ દુઃખ બીજું શું હોઈ શકે ? જો અમારી બેકાળજીને પરિણામે એમ બનવા પામે તો અમારા અપરાધનું પ્રાયશ્ચિત્ત ક્યાં ?

"પ્રાચીન કાળની એક વાત છે કે દશદ્વતીને તીરે વસતા એક આચાર્યે પોતાના કોઈ છાત્રને પક્ષપાત બુદ્ધિથી સાધનાપૂર્ણ થયા પહેલાં જ સમાવર્તન આપ્યું. આચાર્યમાં વિશ્વાસ રાખીને તેને કોઈએ કન્યા આપી. પરંતુ એ કન્યાનું જીવન ક્લેશમય વીતવા લાગ્યું, તેથી બધા ય લોકો એ વિષે પરસ્પર પૂછવા લાગ્યા કે આવી અધૂરા સંસ્કારવાળી વ્યક્તિને કોણે સમાવર્તન દીધું હશે ! શોધતાં શોધતાં ખબર પડી કે દશદ્વતીને તીરે વસતા અમુક આચાર્યને હાથે એને સમાવર્તન અપાયું છે. થોડા દિવસ પછી તીર્થયાત્રાને નિમિત્તે આચાર્યગણનું ત્યાં એક સંમેલન થયું. આ તકનો લાભ લઈને એક જણે આચાર્યને પૂછ્યું કે અમુક વ્યક્તિને

આપે સમાવર્તન દીધું છે? તેમણે હા કહી એટલે ફરીથી પૂછ્યું, કે એના સંસ્કાર પૂર્ણ થયા છે એમ વિચારીને આપે એ સમાવર્તન આપ્યું છે? આચાર્યે જણાવ્યું : " મહાશય, આપના પ્રશ્નનો આશય હું કળી ગયો છું. એ છાત્ર મને પ્રિય હોવાથી પૂરો વિચાર કર્યા પહેલાં મેં એને સમાવર્તન દઈ દીધું છે. એ જ્યારથી ગૃહસ્થ થયો છે, ત્યારથી એની સાથે વરેલી કન્યાને એ દુઃખ દે છે એ સાંભળીને મને હમેશાં દુઃખ થાય છે. કન્યાના એ દુઃખને હું હમેશાં અંતરમાં અનુભવું છું, કારણ કે તેના પિતાએ મારામાં વિશ્વાસ મૂકીને જ પોતાની કન્યા તેને દીધી છે અને એ કન્યા પણ મારા વચનમાં વિશ્વાસ રાખીને વરી છે. પરિણામે આ પરિસ્થિતિમાં હું જ સર્વાંશે અપરાધી છું." આ સાંભળીને બધું બ્રાહ્મણમંડળ બોલી ઊઠ્યું : " આપ આપનો અપરાધ છડેચોક સ્વીકારો છો એ આપની ધાર્મિકતા અને સત્યપરાયણતા દર્શાવે છે; તે છતાં આપે આપના ધર્મનું યોગ્ય રક્ષણ નથી કર્યું તેથી આપ અબ્રાહ્મણત્વને પામશો." છેવટે એ બ્રાહ્મણ બ્રહ્મનિષ્ઠ હોવા છતાં શ્વપચત્વ(ચંડાલપણા)ને પામ્યા.

" જ્યાં આખો માનવસમાજ મારામાં વિશ્વાસ રાખતો હોય ત્યાં જો આટલી સાવધાનતા ન રાખું તો મારું આચાર્યપદ લાજે. યોગ્ય સમય પહેલાં સમાવર્તન આપું તો સમાજમાં દુઃખની પરંપરા ઊભી થાય અને મારે એ અપરાધને માટે પ્રાયશ્ચિત કરવું પડે."

આ સાંભળીને પેલા યુવાન શિષ્યે પૂછ્યું : " જો આપ

અને મારી ત્રૂટિ બતાવો તો હું તે દૂર કરું.” ગુરુએ તેને પ્રેમપૂર્વક કહ્યું: “તારામાં જોઈયે તે કરતાં વધારે પ્રમાણમાં ક્રોધનો દોષ (અતિમન્યુ) છે. પરિણામે તારા ચારિત્ર્યમાં સમતા નથી. આ ચારિત્ર્યથી જો તું સંસારમાં પડે તો એ સંસાર કલ્યાણકારી ન બને, કન્યા દુઃખી થાય, સંતાનનું પણ અકલ્યાણ થાય અને તેની પરંપરા ચાલે. તો જાણી-બૂજીને હું આવી અકલ્યાણની પરંપરા કેમ ઊભી કરું?” શિષ્યે કહ્યું: “તો ભલે ગુરુદેવ! આપ મને સમય આપો તો સાધના દ્વારા ક્રોધને જીતીશ.” આ પ્રમાણે ત્રણ વર્ષ સુધી કઠોર તપસ્યા કરીને તે ગુરુની પાસે આવ્યો અને પોતાની લાયકાતની પરીક્ષા લેવા વિનતિ કરી. ગુરુએ તેને પોતાની પાસે એક માસ રહેવાનું કહ્યું. એ મુદતને અંતે શિષ્યે ગુરુને પૂછ્યું: “હવે આપ મને સમાવર્તનને યોગ્ય ધારો છો?” આચાર્યે કહ્યું: “હે વત્સ! મેં ધારેલું કે તું જિતેન્દ્રિય થઈશ, પરંતુ તું તો ઊલટો મૃતેન્દ્રિય અને કિલબ થઈ ગયો છું. મારા કહેવાનો આશય એવો ન હતો કે તું ક્રોધશૂન્ય થઈ જા; તારામાં ક્રોધ ભલે હોય, પણ તેના પર તારો કાબુ હોય, નહિ કે તેનો તારા પર. જો તું તારા ભીતરના અગ્નિને સમૂળગો હોલવી નાખે તો પછી જ્યારે એ બ્રહ્માગ્નિની જરૂર પડે ત્યારે એ મન્યુ તું ક્યાંથી લાવવાનો? મહાભારતના ભીષ્મપર્વના રુદ્રાનુવર્તન નામના પ્રકરણમાં કહ્યું છે કે જ્યારે ધર્મ અધર્મથી વીંધાય છે, ત્યારે તે અધર્મ બધાયની પાસે પોતાના અંતરનું એ શૂળ દૂર કરવા માટે પ્રાર્થે છે. તે સમયે જે કોઈ પ્રચંડ બનીને, ઉગ્ર થઈને તે શૂળને કાઢતો નથી તેને તે વિદ્ધ ધર્મનો

અભિશાપ લાગે છે. તેથી જ તેને રુદ્રાનુવર્તન કહ્યું છે.

"હું પોતે તો ઉત્તમ સારથી એને જ કહું કે જે સતેજ, પ્રાણવાન, વેગવાન અશ્વને આડે માર્ગે જવા ન દે. ઘોડાને માર મારીને માર્ગમાં રાખવા એમાં તે શી બહાદુરી ? એમ તો બધાં ય કરી શકે. એમાં સારથીનું સારથીપણું ક્યાં ? શિખંડી અને ભીષ્મ વચ્ચેનો ભેદ ઉપરનો સિદ્ધાંત સમજવા દૃષ્ટાંત તરીકે ટાંકી શકાય. આ જ કારણથી અમન્યુ, અર્થાત્ ક્રોધનો અત્યંત અભાવ, પ્રશંસનીય નથી. ખરી રીતે તો જે મન્યુવાળો હોવા છતાં ય મન્યુજિત હોય એજ યશસ્વી છે.

"તારામાં વિધાતાએ દીધેલ નિત્યકાલનો મનુષ્યત્વરૂપી જે અગ્નિ છે તેનો તેં વિનાશ કર્યો છે. અગ્નિકુંડ વિના ગૃહ ચાલે નહિ. દરેક ગૃહસ્થે અગ્નિકુંડની સીમામાં અગ્નિને સતેજ રાખવો જોઈએ. પરંતુ તારા ઘરમાંથી તો તે અગ્નિ બૂઝાઈ ગયો ? માટે હે વત્સ, તું તેને ફરીથી પ્રજ્વલિત કર."

તે શિષ્ય વળી પાછો એક વર્ષ સુધી સાધના કરવા ચાલ્યો ગયો. પાછા આવીને તેણે પૂછ્યું : "આચાર્યદેવ, હવે તો હું લાયક થયો હોઈશ ?" ગુરુદેવે એક મહિના સુધી તેનું નિરીક્ષણ કર્યું. પછી કોઈ એક મંગળ પ્રભાતે ઉલ્લાસ સાથે તેઓ બોલ્યા : "હે વત્સ, તારું જીવન હવે એક એવા પ્રદીપ જેવું થયું છે કે જેમાં બ્રહ્મશિખા ઝળહળે છે અને છતાં ય તે શિખા પોતાના સ્થાનને ઓળંગીને નીકળતી નથી. તારા ઘરમાં અગ્નિ બળે છે પણ તે પોતાની

વેદીની સીમા છોડતો નથી, તારા જીવનમાં એ બ્રહ્માગ્નિ—મન્યુ—પ્રતિષ્ઠિત છે, છતાં તે પોતાની મર્યાદાનું ઉલ્લંઘન કરતો નથી. તારું જીવન હવે સુસંગત અને પરમ શોભાસ્પદ બન્યું છે. હવે તું જે કન્યાનું પાણિગ્રહણ કરીશ, તેને તું સુખી કરી શકીશ અને તે તને સુખી કરી શકશે. આમ તમે બન્ને મળીને તમારા ઘરને માનવકલ્યાણનું એક તીર્થક્ષેત્ર બનાવી શકશો. જે ઘરમાં કલ્યાણ નથી તે દુઃખરૂપ બને છે, માનવસમાજની સાધનાને બાધક થાય છે.

"યજ્ઞવેદીના કોઈ પણ ભાગમાં રાક્ષસો જો કોઈ અપવિત્ર વસ્તુ નાખે તો આખો યજ્ઞ બંધ થાય અને જ્યાં સુધી એ અપવિત્ર (અમેધ્ય) વસ્તુ લઈ લેવામાં આવે નહિ ત્યાં સુધી યજ્ઞની શરૂઆત થઈ ન શકે. આ વિશ્વ પણ જગદ્વિધાતાની એક યજ્ઞવેદી છે, આખો માનવસમાજ તેની પ્રદીપશિખા છે. જો તેમાંની કોઈ એક વ્યક્તિ પોતાના જીવનને અપવિત્ર કરીને માત્ર પોતે જ અપવિત્ર છે એમ માને તો તે વ્યક્તિ પણ એક બાધા છે, એની અપવિત્રતાથી સમસ્ત વિશ્વ અપવિત્ર થાય છે. આમ વિચારીને આપણે આપણા અંતરને પ્રતિક્ષણ શુદ્ધ રાખવું જોઈએ, કારણકે જે મુહૂર્તે જે કોઈ વ્યક્તિ અપવિત્ર રહે તે મુહૂર્ત પૂરતો વિશ્વયજ્ઞ અટકી જાય છે.

"આજે તારું જીવન વિશ્વયજ્ઞને વિઘ્નરૂપ નથી, આજે તારી જીવનશિખા પ્રજ્વલિત થઈને નારાયણના આ વિશ્વવ્યાપી યજ્ઞને સમૃદ્ધ, પ્રકાશિત કરી રહી છે. તો આજે તને મારા સંપૂર્ણ આશીર્વાદ છે, હું પોતે જ તને ગૃહસ્થધર્મમાં પ્રતિષ્ઠિત કરીશ."

આમ કહીને તે ગુરુ શિષ્યને પાસેના કોઈ એક ગામમાં લઈ ગયા. ત્યાં જઈને લોકોને કહ્યું : "આ મારો છાત્ર અમુક ગોત્રોત્પન્ન, અમુક પ્રવર, અમુક શાસ્ત્રપારંગત છે, તો તેને કન્યા દો." ત્યાંના રહીશોએ કહ્યું : "અમારે હવે એ બધી હકીકતો જાણવાની કાંઈ જ જરૂર નથી. આપ જેને લાયક માનો છો તેને અમારામાંથી કોઈ પણ કન્યાદાન દેશે. આપ જ તે કન્યાને પસંદ કરી શકો છો, કારણ કે આપ આચાર્ય હોવાથી અમારાં પુત્રપુત્રી પણ આપનાં જ છે. અમે તો માત્ર જન્મદાતા પિતા છીએ, આપ તો છો મંત્રદાતા પિતા."

જે સ્થાનમાં, જે સમયમાં સમાજના આચાર્યો ઉપર જણાવ્યા તેવા જાગ્રત હોય, ત્યાં યજ્ઞયાગ કે વિધિનિષેધ બધું જ સત્યશીલ બને. તે સમયમાં ભારતીય જીવનનો આદર્શ ઘણો ઊંચો હતો અને સામાજિક જીવનની પવિત્રતા પણ સારા પ્રમાણમાં સુરક્ષિત હતી. રામાયણ, મહાભારત વગેરેમાં આ પ્રકારની સાધના જોવામાં આવે છે.

પરંતુ આની સાથે સાથે જ ભારતમાં બીજી એક વસ્તુ ક્રમશઃ પરિપક્વ થઈ રહી હતી. જેમ જેમ ક્રિયા અને વિધિ વિપુલ થતાં ગયાં, શાસ્ત્રો જટિલ બનતાં ગયાં, તેમ તેમ બધાંનો તે બાબતોમાં અધિકાર ઓછો થવા લાગ્યો. જેમનો સત્યને માટે અધિકાર હોય છે, તેઓ ક્રિયા કે વિધિથી પર હોય છે. તેમને તો માત્ર સત્યની જ પિપાસા હોય છે. આવા સત્યપિપાસુ શાસ્ત્રના ભારથી પીડાયેલા મનુષ્યો શાસ્ત્રોને બદલે જીવંત માનવની શોધ કરવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા : "અમે શાસ્ત્રોને કે

વિધિનિષેધને ચાહતા નથી, અમે તો એથી પર થયેલ માનવને ઝંખીએ છીએ.” જનસમુદાયની જિજ્ઞાસા અને વ્યાકુળતા આ દિશામાં વધવા લાગી. પરિણામે મહામાનવોનો જન્મ થવા લાગ્યો. ઉપનિષદના ઋષિઓ તે આજ મહામાનવો. કેટલાય મહાપુરુષો આ રીતે જાતિ કે ગોત્રના ભેદ વિના જન્મ્યા. ક્રમશઃ ભગવાન બુદ્ધ આવ્યા.

'पुरुषान्न परं किंचित् सा काष्ठा सा परा गतिः'– પુરુષથી પર કાંઈ જ નથી, તેજ પરાકાષ્ઠા છે, પરમગતિ છે, એમ મનાવા લાગ્યું. આ રીતે **યજ્ઞવાદ, ક્રિયાવાદ,** અને **મંત્રવાદની** ઉપર **પુરુષવાદનું** (માનવવાદનું) મંડાણ થયું. મહાભારતમાં આપણે શ્રીકૃષ્ણને અને રામાયણમાં શ્રીરામને મહામાનવ તરીકે ઓળખીએ છીએ. યજ્ઞયાગ, ક્રિયાકાંડ વગેરે ગૌણ થઈ ગયેલાં નજરે પડે છે. આ મહાપુરુષોની આજુબાજુ સાધનાનું એક નવું જ વાતાવરણ રચાયું. તે જ હતું મહાશિક્ષણ. તે સમયની શિક્ષણપ્રણાલી માનવજીવનમાં પ્રાણસંચાર કરનાર હતી.

ત્યાર પછીના યુગમાં જે સૌથી વધારે ઉજ્જવલ પુરુષ થયા તે ભગવાન બુદ્ધ. શ્રીરામચંદ્ર કેવળ ભારતના રહ્યા, જ્યારે બુદ્ધ સમસ્ત જગતના થયા. ચીન, જાપાન, જાવા, સુમાત્રા, બાલી, સિયામ, બ્રહ્મદેશ, સિંહલ, તિબેટ, નેપાલ, ભુતાન, સિક્કિમ, પૂર્વ તુર્કસ્તાન, સૈબિરિયા અને પૂર્વ રશિયા સુધી એ મહામાનવની વાણી પહોંચી. તે ઉપરાંત અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, અને એશિયા માઈનોર સુધી પણ તેમનું વ્યકિતત્વ વિસ્તર્યું. આટલા મોટા વિસ્તારમાં તે વખતનું ભારતવર્ષ પોતાની સંસ્કૃતિનો વિજયધ્વજ ફરકાવી શક્યું હતું. આમ કરવામાં તેમને નથી કરવો પડયો કાંઈ રકતપાત કે નથી વાપરવાં પડયાં અસ્ત્રશસ્ત્ર; આમ

કરવામાં ન હતો કોઈ સામ્રાજ્ય સ્થાપવાનો હેતુ કે ન હતો વાણિજ્ય વિસ્તારનો ભાવ. ઉદ્દેશ માત્ર એક જ હતો અને તે એ કે સમસ્ત માનવસમાજને એક પરમ કલ્યાણ-સાધક ભ્રાતૃત્વભાવમાં સુસંગત રીતે એકત્રિત કરીને સૌનું એક-ધારું હિત સાધવું. આવા શુભ હેતુથી પ્રેરાઈને વિજયધ્વજ ફરકાવવો એ જગતને માટે તદ્દન નવી જ વાત હતી; અને છતાં એ વિદેશયાત્રામાં સામ્રાજ્ય વિસ્તારની ગૂઢ ગંધ (missionary movement) તો નહોતી જ ! આ સમજવા માટે આપણે આપણી ક્ષુદ્ર બુદ્ધિનો ત્યાગ કરીને એક મહાન વિશાળ આદર્શની પશ્ચાદ્‌ભૂમિની દૃષ્ટિ કેળવવી જોઈએ.

આ પછી જે શૈવ, વૈષ્ણવ આદિ યુગો આવ્યા તેમાં આ મહામાનવવાદ તો રહ્યો. **મહાસ્થવીરવાદ, મહાસાન્ઘીકવાદ, માધ્યમિકવાદ**, શૂન્યવાદ, **નાગાર્જુનનો દાર્શનિક મત**, અસંગ વસુબંધુ વગેરેનો **યોગાચારવાદ**,–એ દરેક બૌદ્ધમતમાં માનવને સર્વશ્રેષ્ઠ માન્યો છે અને તેનો સૌથી મોટો આદર્શ શિક્ષણ છે. મહાપુરુષનું જીવન એ જ શિક્ષણની પ્રણાલીમાં મહત્વનો ભાગ ભજવતું.

અહીં વિશેષ વિગતમાં નહિ ઊતરતાં એક મહત્ત્વની બાબત વિષે સ્પર્શ કરીને આગળ ચાલીશ. જૈનો અને બૌદ્ધોમાં મહાપુરુષવાદ હોવા છતાં જૈન ધર્મ કયાં કારણોથી સંકુચિત થયો અને બૌદ્ધ ધર્મ કયાં કારણોથી વિશેષ પ્રચાર પામી શક્યો, એ એક વિચારણીય પ્રશ્ન છે. બૌદ્ધધર્મે બંગાળાના ઉપસાગરથી માંડીને સારાયે પૂર્વ એશિયાને

પોતાનો કર્યો; જ્યારે અરબી સમુદ્રને ઓળંગીને જૈનધર્મે બૃહદ્ માનવસમાજને કોઈ કલ્યાણમાર્ગે દોર્યો નહિ. તેના મહાસત્વની કલ્યાણવાણી યુરોપ કે અરબસ્તાન કે ઇરાનમાં પહોંચી નહિ. જે દિશાથી તેની સાધનામાં રુકાવટ થઈ તે જ દિશાથી ભારતવર્ષને આઘાત થયો છે. ભારતીય ઇતિહાસની સમાલોચના કરનારને માટે આ વિષય ગંભીરપણે વિચારવા જેવો છે.

જ્યાં માનવ એ જ પ્રધાન વિષય હોય છે, ત્યાં સમગ્ર પૃથ્વીનાં મનુષ્યો સાથે તેની મૈત્રી સહજ સંભવે છે. કારણ કે એક દેશનાં વિધિ, અનુષ્ઠાન, શાસ્ત્ર, આચાર ઇત્યાદિ બીજા દેશની પરિસ્થિતિ અનુસાર જૂદાં હોય તેમાં નવાઈ નથી. તો પણ મનુષ્ય મનુષ્ય તરીકે તો બધે જ એક છે. બાહ્ય ભિન્નતા વિવિધ હોવા છતાં જો આપણે અંતરના અંતરમાં ખોળીશું તો ત્યાં એક પ્રકારનું ગભીર ઐક્ય જણાશે. આ દૃષ્ટિથી જોનારને, વિચારનારને પૃથ્વીનાં બધાં બારણાં ખુલી જાય છે.

એક બાઉલને એક જણે પૂછ્યું: "તમને આખી પૃથ્વી આટલી બધી સહજ કેવી રીતે લાગે છે? તમારી પાસે સ્વધર્મ, પરધર્મ, સ્વસંપ્રદાય, પરસંપ્રદાય, એવું પોતાનું કે પારકું કેમ નથી? તમારા જ્ઞાનમાં જ જાણે કે આખાય વિશ્વ સાથે યોગ જણાય છે?" તે બાઉલે જણાવ્યું: "અમારી નદીમાં એક વિદેશી વહાણ આવ્યું; તેને મેં પૂછ્યું, 'તમારો દેશ ક્યાં? તમે અમારી નદીના તીર ઉપરના છો?' તેમણે કહ્યું, 'ના રે, અમે તો ઇરાનનાં છીએ.' મેં

પૂછયું, 'અમારી ગંગા તમારા દેશમાં છે?' તેમણે ના પાડી, એટલે મેં કુતૂહલપૂર્વક પૂછયું, 'ત્યારે તમે અહીં આવ્યાં શી રીતે?' તેમણે કહ્યું, 'સમુદ્રમાં એકવાર પ્રવેશ પામીએ કે પછી ગમે તે ઠેકાણે જઈ શકાય, કારણ કે ત્યાં તમામ નદીઓનાં મૂળ સુલભ થઈ જાય છે.' તે વખતે મને સમજાયું કે સર્વ મનુષ્યોને મળવાનો સહેલો માર્ગ પરબ્રહ્મરૂપી સમુદ્રમાં ભળવાનો છે. એક નદીમાંથી બીજી નદીમાં જવા માટે નહેર ખોદવી એ અસંભવિત છે."

સૌથી સહજ સાધના માનવની સાધના છે. તમે પરબ્રહ્મનો સ્વીકાર કરો એટલે બધાં દ્વાર આપોઆપ ખુલી જશે. બ્રહ્મસત્યને, બ્રહ્મજીવનને પામવું એનું જ નામ છે પરમ મુક્તિ. આ સ્થિતિનો અનુભવ કરનાર મહાપુરુષો જ્યારે ધર્મને માનવીય (humanise) કરે ત્યારે જગત સાથે એક નવો યોગ થાય છે, અને આત્માની સાથે આ આત્માના યોગથી કોઈ નવો કુટુંબભાવ જન્મે છે.

કાયાથી કાયાનો જે જન્મ એ તો બાહ્ય જન્મ છે, આત્માની સાથે આત્માનો યોગ એ જ સાચો જન્મ છે. બાઉલે પૂછયું: 'દ્વિજ થતાં પહેલાં કે પછીથી જાતિભેદ હોય?' જવાબમાં કોઈએ કહ્યું, 'દ્વિજત્વ પહેલાં જાતિ હોય.' પેલા બાઉલે કહ્યું, 'ત્યારે મારી માટીની જાતિ છે, કારણ કે સર્વનું આદિ કારણ માટી છે. સર્વના આદિમાં માટી હતી, તે માટી એક છે, એટલે બધાંની જાતિ પણ એક છે. એમ ન હોય તો આત્માનો આત્મા સાથે યોગ થયો હોય એવા બ્રહ્મદીક્ષિતને જાતિ માનો છો?'

આવી આત્મકુટુંબભાવની વિશાળ ભાવનાથી પ્રેરાઈને જૂદા જૂદા દેશોમાંથી શિક્ષાર્થીઓ ભારતવર્ષમાં આવવા લાગ્યા. આપણો બ્રહ્મચર્યાશ્રમ સમાજ માટે હતો. અત્યારે સમાજ ભિન્ન ભિન્ન દેશોમાં પ્રસરેલો હોવાથી જ્ઞાનાર્થી ક્યાં જાય? એ વખતના એ વિસ્તૃત અને ઉદાર સમાજના સર્વ શિક્ષાર્થીઓ નૂતન યુગના બ્રહ્મચારીરૂપે ભારતવર્ષમાં આવવા લાગ્યા. આ રીતે આપણાં વિશ્વવિદ્યાલયોનો પ્રારંભ થયો. નાલંદા, તક્ષશિલા, પુરુષપુર વગેરે સ્થળોમાં વિદ્યાનાં મહાક્ષેત્રો સ્થપાયાં. નાલંદા બૌદ્ધોનું વિશ્વવિદ્યાલય હોવા છતાં બૌદ્ધમતના પ્રખર વિરોધી 'નિગ્રન્થનાત્ત પુત્ત' સત્કૃત થઈને નાલંદામાં લાંબા વખત સુધી વાસ કર્યો હતો.* કેવી મહાન એ ઉદારતા! ત્યાં હિંદુઓનાં સર્વ દર્શનો ભણાવાતાં. જગતભરના છાત્રો ત્યાં વિદ્યા મેળવવા આવતા. ત્યાંની બધી જ વ્યવસ્થા કોઈ ધર્મ કે સંપ્રદાયને અનુલક્ષીને નહિ પરંતુ માનવને કેન્દ્રમાં રાખીને જ થઈ હતી.+

---

* જુઓ, 'મજ્ઝિમ નિકાય,' પ્રથમ અંક, ૮૧ ઉપાંશ
+ આસો વદ ૯, ૧૯૮૨, શુક્રવાર, પ્રભાત

## વ્યાખ્યાન નવમું

જ્યારે પ્રાચીન બ્રહ્મચર્યાશ્રમનો આદર્શ વિકલિત થઈ ગયો અને બૌદ્ધોનો અધિકાર ધીરે ધીરે ઓસરતો ગયો ત્યારે વિશ્વવિદ્યાલયો સ્થપાયાં. જ્યારે ભારતવર્ષની દુર્દશાના દિવસો આવ્યા ત્યારે તેનો સૌથી વધારે પરિચય તેનાં શિક્ષણમંદિરમાં થવા લાગ્યો. અલબત્ત, વિદ્યાલયોની નિસ્તેજતાને લીધે દુર્દશા આવી કે દુર્દશાને લીધે વિદ્યાલયો હીનપ્રભ થઈ ગયાં, એ હું ચોક્કસ કહી શકતો નથી. કદાચ બીજાંકુરવત્ એકબીજાને સહાયક પણ હોય,—જેમ પાપને લીધે દારિદ્ર જન્મે છે અને દારિદ્રને લીધે પાપબુદ્ધિ જન્મે છે તેમ

આમ જ્યારે ભારતવર્ષની વિદ્યાની ઉજ્જ્વલ જ્યોતિ ક્ષીણ થવા લાગી ત્યારે એ વિદ્યાની સાધનાજ્યોતિ જૂદે જૂદે ઠેકાણે નાની નાની પીઠોમાં સળગવા લાગી જેમ પાશુપતાદિ દર્શનનું સ્થાન કાશ્મીર થયું, જેમ શિક્ષણનું સ્થાન પ્રભાસ થયું, જેમ કાશી, ઉજ્જયિની, મિથિલા, નવદ્વીપ, વિક્રમપુર, ઉત્કલ અને કોશલ વગેરે સ્થાનોની માફક દક્ષિણમાં કાંચી, કોચીન વગેરે વિદ્યાનાં ધામ થયાં, તેમ બીજાં ઘણાં નાનાંમોટાં સ્થાનોમાં વિદ્યાની સાધનાજ્યોતિ છિન્નવિચ્છિન્ન ભાવે પણ ઝળહળતી રહી.

આ સમયમાં પણ એક વાત તો જોવામાં આવતી હતી કે છાત્રો ગુરુપત્નીની ગોદમાં માતાનું વાત્સલ્ય પામતા.

આથી કરીને વિદ્યામાં વધારે પડતી નીરસતા આવી શકતી નહિ. હું પોતે પણ બંગાળ અને કાશીની ચતુષ્પાડીમાં આ રીતે જ ભણ્યો છું. ઇમારતી વિદ્યાલયોમાં મેં વિદ્યા મેળવી નથી! કોઈ કોઈ વાર શીખવવામાં ગુરુ એટલા બધા તલ્લીન થઈ જતા કે તેમને અમારી ભૂખનો ય ખ્યાલ રહેતો નહિ તેવે વખતે ગુરુપત્ની ગુરુને મીઠો ઠપકો આપીને અમને લઈ જતાં, અને ખવરાવીપીવરાવી તૃપ્ત કરતાં

બૌદ્ધ પછી તાંત્રિક અને નાથપંથી ગુરુઓમાં શિક્ષણનો આદર્શ જોવા મળે છે. આ તાંત્રિક ગુરુઓ બૌદ્ધકાળ પછી થયા એમ નથી, તે પહેલાં પણ તેઓ હતા. પરંતુ તેમની મોટી મોટી સસ્થાઓ ન હતી. તેથી જ્યારે બૌદ્ધ સમયની સંસ્થાઓ નષ્ટ થવા આવી ત્યારે પણ આ વર્ગ નષ્ટ થયો નહિ. વાવાઝોડામાં મોટાં મોટાં વૃક્ષો પડી જાય છે, પણ નાની વનસ્પતિ રહી જાય છે!

**ગૌતમીય તંત્રમાં** ગુરુનાં લક્ષણો આપ્યાં છે. તે પરથી આપણને તે વખતના શિક્ષણના આદર્શનો ખ્યાલ આવશે તેમની જુદી જૂદી પદ્ધતિઓનો આપણને આથી પરિચય ન થાય તો ય શું? એથી ઓછું શિક્ષણનું સાચું માપ મળી શકે તેમ છે? વાસ્તવિક રીતે તો બહારની આડંબરભરી અંધતા કરતાં ખરી અંધતા વધારે સારી!

ગૌતમીય તંત્રમાં ગુરુનાં લક્ષણો આ પ્રમાણે આપ્યાં છે:

सुंदर : सुमुख : स्वच्छ : सुलभो बहुतत्त्वविद् ।

ગુરુ સુંદર હોય, ચહેરામાં નહિ, પરંતુ અંતરમાં. તેની વાણી મધુર હોય, પોતે સ્વચ્છ હોય, સુલભ હોય, એટલે કે શિષ્યો તેમની પાસે સહેલાઈથી જઈ શકે તેવા હોય. અનેક તત્ત્વોને તે જાણનારા હોય, નહિ કે કૂપમંડુક.

असंशयः संशयच्छिन्निरपेक्षो गुरुर्मतः ।
संमतः सत्सु दान्तश्च मन्त्रार्थज्ञानपारगः ॥

તેમનામાં સત્ય વિષે લવલેશ પણ સંશય ન હોવો જોઈએ. સંશયનો નાશ કરવાને સમર્થ હોવા જોઈયે. બધાંયને સ્વીકાર્ય હોય, સજ્જન સમાજમાં પોતાનું સારી રીતે દમન કરે તેવા હોય, મંત્રાર્થના જ્ઞાનનો પાર પામેલા હોય.

वाङ्मनःकायचित्तैश्च विष्णोः शुश्रूषणे रतः ।
मन्त्रचैतन्यविज्ञाता गुरुरुक्तः स्वयंभुवा ॥
सुदूरमपि गन्तव्यं यथाम्नायविदो जनाः ॥

વાણી, મન અને કાયાથી વિષ્ણુની સેવામાં મગ્ન હોય, મંત્રના ચૈતન્યના વિજ્ઞાતા હોય. બ્રહ્માએ આવાને ગુરુ કહ્યા છે. જ્યાં આ પ્રકારના શાસ્ત્રવિદ ગુરુઓ હોય તે સ્થળ અતિ દૂર હોય તો પણ ત્યાં જવું જોઈયે. જળાશય દૂર છે એમ માનીને રેતી ખાઈને તરસ કોઈ છીપાવી શકતું નથી. શરીરને માટે પાણી જેટલું અનિવાર્ય છે, તેટલું જ આત્માને માટે સત્યજ્ઞાન અનિવાર્ય છે.

तेऽपि स्तुत्या नमस्याश्च सेव्याश्चाभिष्टमिच्छता ॥

પોતાનું કલ્યાણ ઇચ્છનારે આવા ગુરુઓની સ્તુતિ કરવી જોઈયે, તેમને નમન કરવું જોઈયે.

હવે શિષ્યનાં લક્ષણ જોઈએ :

शिष्यः कुलीनः शुद्धात्मा पुरुषार्थपरायणः ।
अधीतवेदकुशलः पितृमातृहिते रतः ॥
धर्मविद्धर्मकर्ता च गुरुशुश्रूषणे रतः ।
सदा शास्त्रार्थतत्त्वज्ञो दृढदेहो दृढाशयः ॥
हितैषी प्राणिनां नित्यं सर्वलोकार्थकर्मकृत् ।
वाङ्मनःकायवसुभिः सर्वप्राणिहिते रतः ॥
अनित्यकर्मणस्त्यागी नित्यानुष्टानतत्परः ।
जितेन्द्रियो जितालस्यो जितमोहो विमत्सरः ॥

શિષ્ય કુલીન, શુદ્ધાત્મા, પુરુષાર્થ પરાયણ, વેદવિદ્યામાં કુશળ, પિતામાતાના પ્રેમમાં મગ્ન, ધર્મને જાણનાર અને આચરનાર, ગુરુની સેવામાં મગ્ન, શાસ્ત્રના અર્થ અને તત્ત્વ જાણનાર, સુદૃઢ શરીરવાળો, દૃઢ આશયોવાળો, હમેશાં પ્રાણી માત્રનું હિત ઇચ્છનાર, બધાંયને માટે કામ કરનાર, વાણી, મન, તન, અને ધનથી પ્રાણી માત્રનું હિત કરવામાં તત્પર, અનિત્ય કર્મનો ત્યાગ કરનાર, અનુષ્ઠાનમાં હમેશાં તત્પર, જિતેન્દ્રિય, આળસને જિતનાર, મોહને જિતનાર અને મત્સર વગરનો હોવો જોઈયે.

એની લાયકાતનાં લક્ષણમાં જાતિભેદને સ્થાન નથી. સત્યશોધક વૃત્તિ હોવી જોઈયે એક વર્ષમાં સત્ય જાણે તે બ્રાહ્મણ, બે વર્ષમાં જાણે તે ક્ષત્રિય, ત્રણ વર્ષમાં જાણે તે વૈશ્ય અને ચાર વર્ષમાં જાણે તે શૂદ્ર.

દીક્ષાનો અર્થ નીલતંત્રમાં આ પ્રમાણે છે:

दिव्यं ज्ञानं यतो दद्यात् क्षीयते पापसञ्चयः ।
ततो दीक्षेति सा प्रोक्ता शृणु देवि प्रियंवदे ॥

જેનાથી દિવ્ય જ્ઞાન મળે અને પાપપુંજ ક્ષીણ થાય તેનું નામ દીક્ષા.

આ તંત્રમાં ગુરુનાં લક્ષણ નીચે પ્રમાણે આપ્યાં છે:

विज्ञाता मंत्रतंत्राणां कर्मकर्ता रहस्यवित् ।
ज्ञाता दान्तः शान्तमना नितान्तशान्तमानसः ॥
सुन्दरः सुमुखः सुस्थः श्रद्धावान्सुस्थिरासनः ।
स्थिरो नम्रश्च सौम्यश्च प्रेक्षको विजितेन्द्रियः ॥
आस्तिको दृढभक्तिश्च गुरौ मंत्रे च दैवते ।
गुरुश्चात्मविशुद्ध्यर्थं शिष्यं च परिशोधयेत् ।

ગુરુ શિષ્યને શુદ્ધ કરે છે તે શિષ્યને માટે નહિ, પરંતુ પોતાની આત્મપરિશુદ્ધિને અર્થે. આ આત્મશુદ્ધિની સાધના વખતના પાળવાના નિયમો નીચે પ્રમાણે છે.

भूमौ शय्या वचननियमः कामिनीभ्यो निवृत्तिः
प्रातर्जापी विटपसमिधाद् दन्तजिह्वाविशुद्धिः ।
पश्चारण्यं मधुरसमयं ब्रह्मवृक्षस्य पुष्पैः
पूजाभूमौ कुसुमरचना लेपनादुज्ज्वलानि ॥

શિષ્યના હૃદયમાં જ્યારે ગુરુ સત્યનું અને વિદ્યાનું દાન કરે ત્યારે વિદ્યાને જીવંત સમજીને ગુરુએ તેનું આવાહન કરવું જોઈએ.

पूजितासि सदा त्वि जीवात्मापूजितेऽक्षरे ।
परब्रह्मपूजितासि जीवात्मनि स्थिरा भव ॥

ગાયત્રી તંત્ર જણાવે છે કે સત્ય બોલતાં જ કાંઈ સત્યનો સાક્ષાત્કાર થઈ જતો નથી. માટે કહ્યું છે:

अञ्जनात्सुलोचनो यस्तु झटिति प्रविशेद् गृहम् ।
न पश्येच्चक्षुषा किञ्चिद् गृहमध्येषु यत्स्थितम् ॥

જેમ બહારથી ઘરમાં પ્રવેશ કરતાં જ થોડી વાર તો કશું જ જણાતું નથી, તેમ સત્યનો સાક્ષાત અનુભવ તરત થતો

નથી. તેને માટે કાળની અપેક્ષા છે. જે સ્વાભાવિક છે તે જ ખરું છે, જીવંત છે; જે અસ્વાભાવિક છે તે મિથ્યા છે, મૃત છે.

कामक्रोधादिभिर्युक्तमज्ञानतिमिरावृतम् ।
अजीवं तच्च विज्ञेयमात्मना भिन्नमुच्यते ॥

કામ અને ક્રોધવાળું, અજ્ઞાનરૂપી અંધકારથી છવાયેલું અને નિષ્પ્રાણ જ્ઞાન પરમાત્માથી ભિન્ન પ્રકારનું છે. માનવ જો એક વાર પોતાનો પ્રાણ ગૂમાવે તો પછી તેના પર પાપના ઢગના ઢગ ખડકાતા જાય છે.

अजीवाज्जायते पापं पुण्यं जीवात्प्रजायते ।
पापं वा यदि वा पुण्यमुभयोः कारणं मनः ॥
द्विविधा प्रकृतिर्ज्ञेया उत्तमा चाधमा तथा ।
अधमा विकृतिर्ज्ञेया उत्तमा प्रकृतिः स्मृता ॥

અહીં પાપપુણ્યનો નિર્ણય કોઈ શાસ્ત્ર કે કોઈ સાંપ્રદાયિક ક્ષુદ્ર માનદંડ પ્રમાણે નથી કરવામાં આવ્યો. જે જીવંત છે, પરબ્રહ્મને અનુકૂળ છે તે પુણ્ય; જે મૃતપ્રાય છે, પ્રતિકૂળ છે તે પાપ. જે પ્રાણવાન, સત્યમય તે વિશુદ્ધ; જે પ્રાણહીન, મિથ્યા તે પાપ. આથી વિશાળ માનદંડ બીજો કયો હોય?

अनात्मस्मरणे पापं पुण्यं हि आत्मना तथा ।
अतः परं प्रवक्ष्यामि उद्धारं ब्रह्मविग्रहम् ॥

જીવનહીનની ઉપાસના તામસ ઉપાસના થવાથી પાપયુક્ત ગણાય. જીવનના સિંહાસન પર મૃત્યુને સ્થાન આપવું એથી બીજો ઈશ્વરદ્રોહ શો હોઈ શકે?

ब्राह्मणक्षत्रवैश्याश्च शूद्राद्यवरजातयः ।
स्त्रियश्च सकलास्तेषां शान्तरूपा सदाशुचिः ॥
येषां मध्ये च या काचिदागत्य गुरुसन्निधिम् ।
प्रणम्य प्रार्थयेज्ज्ञानं धर्मार्थकाममोक्षदम् ॥

જે કોઈ સદા શુચિ રહેનાર અને શાંત ચિત્તવાળું ગુરુની પાસે પ્રણામપૂર્વક ધર્મ, અર્થ, કામ અને મોક્ષ અર્પનાર જ્ઞાનની પ્રાર્થના કરે, તેને ગુરુએ જ્ઞાન આપવું. જો એ ન કરે તો તે ગુરુ કૃપણ ગણવો.

આવા જ્ઞાનદાનમાં કૃપણ ગુરુ વિષે કહ્યું છે:

यदि न दीयते तस्य ज्ञानं ज्ञानविशारदैः ।
ते तथा नरकं यान्ति गायत्रीरहितास्तथा ॥
ब्रह्मज्ञानमयं ह्यतन्नास्ति जातिविचारणा ।
ज्ञानिने दीयते ज्ञानं ज्ञानिने कमलेक्षणे ॥

જેઓ જ્ઞાનમાં વિશારદ હોય તેઓ જો પોતાનું જ્ઞાન બીજાંને ન આપે તો તેઓ ગાયત્રીરહિત માનવની જેમ નરકના અધિકારી બને છે. આમાં જાતિની વિચારણાને સ્થાન નથી. જ્ઞાનની પિપાસાવાળાંને તો જ્ઞાન આપવું જ રહ્યું, આવું જ્ઞાન માતાના ધાવણની ગરજ સારે છે. પરંતુ સાધકે સમૂહમાં વાસ ન કરવો, કારણ કે ભીડમાં સત્યની સાધના થતી નથી.

पञ्चाधिका यत्र लोका बद्धास्तिष्ठन्ति वै गृहे ।
कारागरः स विज्ञेयः तत्र पूजां परित्यजेत् ॥

જ્યાં લગી ગુરુ પ્રત્યેક શિષ્યને બ્રાહ્મણ ન બનાવે ત્યાં લગી તેણે તેનો ત્યાગ ન કરવો. આ બ્રાહ્મણ કેવો હોય?

गायत्रीनिर्मितो देहो यस्य जीवस्य पार्वति ।
ब्राह्मणः कथ्यते ह्येष मुनिभिस्तत्त्वदर्शिभिः ॥
शरीरी तत्र जीवात्मा शरीरं तस्य ब्राह्मणः ॥

જેનો દેહ ગાયત્રીથી નિર્મિત થયેલો હોય તેને બ્રાહ્મણ કહેવાય. સ્ફટિકના મંદિરમાં જેમ દેવ સ્વયં પ્રકાશિત હોય છે, તેમ બ્રાહ્મણદેહવાળા માનવમાં પરમાત્મા ઢાંકયા રહેતા નથી. તેને જોતાં જ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

सदा पवित्रं विप्रात्मा अतः पापैर्न लिप्यते ।

વિપ્રનો આત્મા સદાય પવિત્ર હોવાથી તે કદાપિ પાપવડે મલિન થતો નથી. 'કામધેનુતંત્ર'માં જણાવ્યું છે કે:

भावतत्त्वं विना देवि प्रजपेद्यदि कोटिधा ।
सर्वं तस्य वृथा देवि ऊषरे वपनं यथा ॥
स्वभावेन विना देवि कथं सिद्धिर्भवेत्प्रिये ॥

ભાવતત્વ વિના વિવિધ પ્રકારે ભલેને કરોડો જપ કરવામાં આવે તો પણ વેરાન જમીનના વાવેતરની માફક તે ફળતા નથી. અંતરના ભાવ વિના સિદ્ધિ સંભવી શકતી નથી.

બધા મંત્રો જગદ્વ્યાપી છે સાધકના અંતરમાં આવીને તે નવા પ્રાણની આકાંક્ષા રાખે છે. પ્રત્યેક બીજમાં શાશ્વત પ્રાણધારા સુપ્ત રહેલી હોય છે, અને તેટલા માટે જ એ બીજ ક્ષેત્રની અપેક્ષા રાખે છે; તેવી રીતે મંત્રનો પ્રાણ સાધકમાં ચેતના પ્રાપ્ત કરે છે. સાધક એનું ક્ષેત્ર છે.

सदा निद्रातुरो मंत्रश्चेतनां प्रार्थयेत्सदा ॥

એ મંત્ર સાધકની પાસે સદા પ્રાર્થે છે: "મને ચેતના આપો."

સાધક ગુરુની પાસે જ્ઞાન માટે જાય છે, પરંતુ જો એ ગુરુ પાણી વગરના હોય તો સત્યની તૃષા કેવી રીતે છીપે? **કામાખ્યાતંત્ર** કહે છે,—

सर्वेषां भुवने सत्यं ज्ञानाय गुरुसेवनम् ।
ज्ञानाद् मोक्षमवाप्नोति तस्माज्ज्ञानं परात्परम् ॥
अतो यो ज्ञानदाने हि न क्षमस्तं त्यजेद् गुरुम् ।
अन्नाकांक्षो निरन्नं च यथा संत्यजति प्रिये ॥

કોઈને અન્નની જરૂર હોય પરંતુ જ્યાંથી તે અન્નની અપેક્ષા રાખતો હોય ત્યાં અન્ન જ ન હોય તો ત્યાંથી તેની કામના ફળતી નથી, તેવી રીતે વિદ્યાર્થી ગુરુની પાસે જ્ઞાનાર્થે જાય છે, પણ જો ગુરુમાં તે જ્ઞાન જ ન હોય તો તેણે તેવા ગુરુને છોડી દેવો જોઈયે. તેથી કહે છે કે,—

मधुलुब्धो यथा भृङ्गः पुष्पात्पुष्पान्तरं व्रजेत् ।
ज्ञानलुब्धस्तथा शिष्यो गुरोर्गुर्वन्तरं व्रजेत ॥

જેવી રીતે મધનો લોભી ભમરો એક ફૂલથી બીજે ફૂલ જાય છે તેવી રીતે જ્ઞાનપિપાસુ શિષ્યે અનેક ગુરુઓની પાસેથી જ્ઞાનસંચય કરવો. **કંકાલમાલિની તંત્ર** પ્રમાણે સાચા ગુરુ એ જ ગણાય જેઓ શિષ્યને દીક્ષા આપવા માટે જરૂરી ગણાતાં સ્થૂળ ઉપકરણોનો ત્યાગ કરીને આંતરચેતનામય ઉપચારો દ્વારા પૂજા કરવાની દીક્ષા આપે.

આ પૂજા કેવી હોય?

गन्धं भूम्यात्मकं दद्याद् भावपुष्पैस्ततः परम् ।
धूपं वाय्वात्मकं देवि तेजसा दीपमेव च ॥
नैवेद्यममृतं दद्यात्पानीयं वरुणात्मकम् ।
अम्बरं मुकुटं दद्याद्वस्त्रं चैव मम प्रिये ॥

એમાં ભૂમિરૂપી ગંધ હોય, ભાવરૂપી પુષ્પો હોય, વાયુરૂપી ધૂપ હોય, પ્રકાશરૂપી દીપ હોય, અમૃતરૂપી નૈવેદ્ય હોય, આકાશરૂપી મુકુટ હોય. આવી ચિન્મય પૂજાને માટે, સત્યના શિક્ષણની દીક્ષાને માટે, કોઈ શુભ લગ્ન કે કોઈ શુભ તિથિની જરૂર નથી.

ना शुभो विद्यते कालो नाशुभो विद्यते क्वचित् ।
यत्कालं ब्रह्मचिन्तायां तत्कालं सफलं प्रिये ॥
दिक्कालनियमो नात्र स्थित्यादिनियमो न हि ।
स्वेच्छाचारोऽत्र नियमो महामंत्रस्य साधने ॥

જે કામ બ્રહ્મવિચારણામય હોય તે જ સફળ છે. એમાં દિશા કે કાળના કે સ્થિતિના નિયમો જરૂરી નથી. એ મહામંત્રની સાધનામાં કેવળ સ્વેચ્છાચાર જ એક નિયમ છે.

નિર્વાણતંત્રમાં મુક્તિનું આ પ્રમાણે વર્ણન છે,—

ज्ञानं च निर्मलं कृत्वा बुद्धिं च निर्मलां तथा ।
महाभक्तियुतो भूत्वा सर्वप्राणिहिते रतः ॥
तदा मुक्तिमवाप्नोति सत्यं सत्यं न संशयः॥

જેનું જ્ઞાન નિર્મળ હોય, જેની બુદ્ધિ નિર્મળ હોય, જેનું હૃદય ભક્તિયુક્ત હોય, જેની આંતરિક કામના સર્વે પ્રાણીઓનું કલ્યાણ થાય તેમાં પરાયણ હોય,—તે મુક્તિને પામે છે, તેમાં રજ પણ સંશય કરવો નહિ ×

---

× આસો વદ, ૯, શુક્ર, ૧૯૮૨

# સૂચી

